# જરતોશ્તી ધર્મશિક્ષક.

બનાવનાર

**એદલજી કેરશાસ્પજી આંટીઆ.**

નામદાર સર જમશેદજી જીજીભાઈ જરતોશ્તી
મદરેસાનો જંદ શિક્ષક
તથા
મજકુર નામદારનાં ધર્મ ખાતાંની ચોભીતલાવ
ખાતેની છોકરીઓની નિશાળનો જંદ
અવસ્તા શિખાડનાર.

"પફ્રૅમાને તો ખાવર અહીરમ કુ મીનમ કુ ગોયમ કુ વર્જમ, દીને અવીજેહ આસ્તુઆન હોમ."

ઓ ખલકના ખાવીંદ! તારી ખાલેસ દીન ઉપર હું એતેકાદ રાખનારો છું માટે તારાં ફરમાનોને હું કબુલ રાખું, તેઓને હું યાદ રાખું, અને તેઓને દુન્યાનાં લોકોમાં હું જાહેર કરૂં અને તેને લગતાં કામો કરૂં.

## આવૃત્તિ ત્રીજી.

**મુંબઈ:**
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ,
સને ૧૨૫૩ યજદેજરદી—સને ૧૮૮૪.

કીંમત ચાર આના.

# જરતોશ્તી ધર્મ શિક્ષક.

બનાવનાર

**એદલજી કેરશાસ્પજી આંટીઆ.**

**નામદાર સર જમશેદજી જીજીભાઈ જરતોશ્તી મદરેસાનો જંદ શિક્ષક**

તથા

મજકુર નામવરનાં ધર્મ ખાતાંની ધોબીતલાવ ખાતેની છોકરીઓની નિશાલનો જંદ અવસ્તા શિખાડનાર.

"પ ફ્રર્માનેતા ખાવર પઈરમ્ ઉ મીનમ્ ઉ ગોયમ્ ઉ વર્જમ્, દીને અવીજેહ આસ્તુઆન હોમ્."

ઓ ખલકના ખાવીંદ! તારી ખાલેસ દીન ઉપર હું એતેકાદ રાખનારો છું માટે તારાં ફરમાનોને હું કબુલ રાખું તેઓને હું યાદ રાખું અને તેઓને દુન્યાનાં લોકોમાં હું જાહેર કરૂં અને તને લગતાં કામો કરૂં.

## આવૃત્તિ ત્રીજી.

**મુંબઈ:**

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

સને ૧૨૫૩ યજદેજરદી—સને ૧૮૮૪ ઈસવી.

**કીંમત ચાર આના.**

# અર્પણ

નેકનામ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ,
સી. એસ. આઈ.
શેઠજી સાહેબ હીરજીભાઈ હોરમજજી શેઠના,
શેઠજી સાહેબ ફરામજી નોશીરવાનજી પટેલ,
શેઠજી સાહેબ ખુરશેદજી ફરદુનજી પારખ,
શેઠજી સાહેબ દીનશાહજી માણેકજી પીટીટ,
સર જમશેદજી જીજીભાઈ ટરાન્સલેશન ફંડના
તરફથી સાહેબો જોગ,

માનવંત સાહેબો,

જરતોશ્તી ધર્મનો ફેલાવો થયલો જોવાને તમો દીલસોજી બતાવતા આવ્યા છો અને જરતોશ્તી ફીરકાનું ભલું ચાહવામાં નેક નેમ ધરાવોછો તેનાં માનની નીશાની દાખલ આ નાંની ચોપડી તમો સાહેબોને અર્પણ કરવાની રજા લેઉંછું.

માનવંત સાહેબો,
હું છું તમારો તાબેદાર સેવક
એદલજી કેરશાસ્પજી આંટીઆ.



# આ ચોપડી તપાસીને દસ્તુરજી સાહેબ પેશુતનજી બેહરામજી સંજાણાએ આપેલો અભિપ્રાય.



ભાઇ એદલજી કેરશાસપજી આંટીઆએ આએ 'જરતોશતી ધરમ શીક્ષક' નામની નાની ચોપડી જરતોશતી બચાંઓને આપણા મજહબની ટુકમાં સહમજ આપવાની મતલબથી બનાવીને હમોને વાંચવા સારૂ મોકલી હતી અને તે હમોએ તપાસીછે. આએ નાહલું પુસતક ભાઇ એદલજીએ સારાં ધેઆનથી અને સલીસ એબારતમાં રચીઉછે, તેમજ તેમાં જરતોશતી દીનને લગતા ઓલાસાઓ સવાલ જવાબના આકારમાં બચાંઓને સહમજ પડે એવા તુક ફકરાઓમાં સહમજાવેઆછે માટે આએ પુસતક જરતોશતી બચાંઓની ધરમ સંબંધી કેલવણીને સારૂ કેટલેએક દરજજે ઉપીઓગીછે, તેથી નેક જરતોશતીઓને આએ પુસતક ખરીદ કરી પોતાનાં નાહલાં બાલકોને તે ઉપરથી ધરમને લગતી કેલવની આપવાની હમો એલતેમાસ કરીએ છઇએ.

રોજ ૬ માહ ૩ સને ૧૨૪૬ યઅજદજરદી.

લા૦ પેશોતન દશતુર બેહરામજી સંજાણાં.



# દીબાચો ત્રીજી આવૃત્તિનો.

જયારે ૧૮૭૬ નાં સાલમાં અમોએ આ "જરતોશતી ધર્મ શિક્ષક" ની પેહેલી આવૃત્તિ બાહેર પાડી ત્યારે અમોને એટલી વકી ન હતી કે સાત વરસની મુદતમાં તેની ૫૦૦૦ નકલો ખપી જવાથી આજે અમોને ત્રીજી મરતબે આ નાંનાં પુસ્તકને જરતોશતી આલંમમાં રજુ કરવાની ખુશાલી ભરેલી તક મળશે. પણ આ સાત વરસની મુદતમાં આપણી જરતોશતી નીશાળોમાં આપણાં પાક ધર્મનું ગ્નાન આપવાની તારીફ લાએક કોશેશ ચાલુ થઈ છે અને તેમજ જરતોશતી માબાપોને પણ પોતાનાં બચ્ચાંઓને પોતાની દીનની તાલીમ આપવાની અગત જણાઇ છે તેથી ૧૮૮૦ નાં સાલમાં જયારે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરવાની અમોને ફરજ થઇ પડી હતી, ત્યારે આ વરસે એજ ઉપયોગી પુસ્તકની ત્રીજી આવૃત્તિની અમો ઉપર ઘણે ઠેકાંણેથી માંગણી થઇ છે. એ માંગણી મુજબ અમલ કરતી વખતે અમોએ આ નાંનાં ગ્રંથમાં કેટલોક નવો સુધારો કરવાની ફરજ જોઇ છે. આ પુસ્તકમાં હાલ અમોએ ગણત્રીનાં થોડાક સવાલો કાહાડી નાંખીને તેમને બદલે ઘણાક નવા સવાલ જવાબો વધાર્યા છે. આ નાંનાં પુસ્તકનો ખપ અત્રેની તેમજ દેશાવરો ખાતેની ઘણીક જરતોશતી નીશાળોમાં વધી ગયલો જોઇ અમને ખુશાલી ઉપજે છે અને એ રીતે અમારી અદનાં કોશેશની કદર બુજવા માટે અમો જરતોશતી આલંમનો આભાર માંનીએ છીએ.

મુંબઇ તા૦ ૧૦ મી માર્ચ સને ૧૮૮૪.

એ૦ કે૦ આંટીઆ.

# દીબાચો બીજી આવૃત્તિનો.



"જરતોશ્તી ધર્મ શિક્ષક" નામનાં અમોએ સને ૧૮૭૬ નાં સાલમાં પ્રગટ કીધેલાં નાનાં પુસ્તકની ૩,૦૦૦ નકલો જલદી ખપી જવાથી, અને જરતોશ્તી નિશાળોમાં આ પુસ્તક નાનાં બાળકોને ખરનું તથા અવશ્યનું થઇ પડવાથી, એ ચોપડીની ઘડી ઘડી જરૂર પડશે એમ સમજીને તેની બીજી આવૃત્તિ છપાવવાનું અમે દરૂસ્ત જોયું છે. પેહેલી આવૃત્તિ છપાઇ તે વેળા મુંબઇનાં વર્તમાન પત્રોએ અમારી આ ચોપડી વિશે પોતાની પસંદગી બતાવી હતી તેનો સાર આ પુસ્તકની સેવટે અમોએ એકઠો પ્રગટ કીધો છે. આવાં પુસ્તકોની જરતોશ્તી આલમ કદર બુજે છે અને તેનો ઉપયોગ સમજે છે, એવી અમારી ખાતરી થઇ ચુકી છે, માટે અમારી મેહેનતની જે કદર બુજવામાં આવી છે અને હવે પછી બુજાશે તે થકી અમો અમારા હમદીન ભાઇઓના ઉપકારી છીએ અને થઇશું.

એ. કે. આંટીઆ.



# દીબાચો.



નાંની વયનાં બાલકોને આપણા બરહક જરતોશ્તી ધર્મ તથા નીતિને લગતું જ્ઞાન સેહેલથી આપવાને બની આવે એવા હેતુથી આ ચોપડી જરતોશ્તી કોમનાં બાલકોને સારૂ તૈયાર કીધીછે. તે મધે જે કાંઇ ખાંમીઓ હમારા વિદ્વાન ભાઇઓને નજર આવે તે દરગુજર કરવી અને મેહરબાનીની રાહે હમોને તે જણાવવાની તસ્દી લેવી કે હવે પછી એ પુસ્તકની બીજી આવૃતિ કહાડતી વેલા તે ઉપર ધ્યાન પોહોંચાડવામાં આવે.

હમોએ કેટલેક ઠેકાણે 'ફુટનોટસ'માં યજશને, વંદીદાદ, યશ્ત વિગેરેનાં ફકરાનાં નંબર ટાંકી બતાવ્યાછે તે પ્રોફેસર વેસ્ટરગોર્ડે આપણા પાક અવસ્તાને એકઠા કરી છપાવેલા પુસ્તક પ્રમાણેછે અને એ ફકરાઓ હમોએ જંદ ભાષામાં ટાંકી બતાવ્યા નથી તેમજ તેનો શબ્દે શબ્દનો તરજુમો પણ કર્યો નથી પણ માત્ર તે ફકરાઓનો સારાંશજ આપ્યોછે.

નામદાર સર જમશેદજી જીજીભાઇનાં ધર્મ ખાતાને લગતી છોકરીઓની એક નિશાળમાં જંદ અવસ્તાની કેલવણી હમારે હસ્તક આપવામાં આવેછે તેના લાંબી મુદતના હમારા અનુભવ ઉપરથી તેમજ ઉપરી દસ્તુરજી સાહેબ પેશુતનજી બેહરાંમજી સંજાણાએ તથા મજકુર ધર્મ ખાતાનાં 'સેક્રેટરી' શેઠ નશરવાનજી બેહરાંમજીએ એવી ચોપડીની

અગત બતાવ્યાથી આ ચોપડી તૈયાર કરવા પાછલ હમોએ બનતી કોશેશ કીધી છે અને ઉમેદ રાખીએ છીએ કે એ ચોપડી સર્વેને પસંદ પડશે.

હમારે જણાવવું જોઇએ કે એવી જાતની ઘણીક ચોપડીઓ બાલકોને ધર્મની કેલવણી આપવાની મતલબથી આજ સુધીમાં બાહેર પડી ચુકી છે, પણ આ ચોપડીમાં બાલકોને લાયકની ઘણીક સેહેલી બાબદો સમાવીને તથા જરતોસ્તી ધર્મને લગતાં મુખ્ય ફરમાનો દાખલ કરીને આ ચોપડી જરતોશ્તી બાલકોને વધારે ઉપયોગી થઇ પડે એવી નેમ હમોએ રાખી છે.

આ ચોપડી બાહેર પાડવા આગમજ દસ્તુરજી સાહેબ પેશુતનજી બેહરામજી સંજાણાએ તસ્દી લઇને તપાસી છે માટે તેઓનો ઉપકાર આ જોગવાઇએ હમો માનીએ છીએ તેમજ જરતોશ્તી અનજુમનનાં ફંડના તરફથી સાહેબોએ હમોને આ કામમાં ઘટતી મદદ આપી છે તેથી તે સાહેબોનોબી ઉપકાર આ જોગવાઇએ હમો માનીએ છીએ.

એ. કે. આંટીઆ.



# સાંકલીઉં.


જગતના બનાવનાર અહુરમજદ વીશે............... ૧
અમશાસ્પંદ, ફરેશતા દેવ દરૂજો અને પેલી દુન્યા વીશે ૩
પેગંબર અશો જરતોશત વીશે....................... ૭
ધર્મ વીશે ........................................ ૧૯
જરતોશતી ધર્મમાંથી મલતી નીતિ વીશે ........... ૨૫
બંદગી વીશે........................................ ૩૫
સુદરેહ અને કુસ્તી વીશે.......................... ૩૯
ગહંબાર, ગાથા, ગેહ અને જશન વીશે ........... ૪૫
માણસની ફરજો તથા તેના ગુજરવા પછીની હાલત વીશે ૫૧
જરતોસ્તી ધર્મને લગતાં પુસ્તકો વીશે.............. ૬૦
ઇરાન દેશ તથા અવસ્તામાંથી મલતા ઇરાનના પાદ-
શાહો વીશે ...................................... ૬૨
પરચુટણ બાબદો વીશે ............................ ૭૬

# જગતના બનાવનાર અહુરમજદ વીશે.

**સવાલ**—જગતનો બનાવનાર કોણ ?

**જવાબ**—દાદાર અહુરમજદ.

**સ૦**—તે વીશે પાક અવસ્તામાં કાંઈ લખાણ આવેલું છે ?

**જ૦**—હાજી, એવું લખાણ આવે છે કે "પેદા કરનાર અહુરમજદને હમો યાદ કરીએ છીએ....કે જે સાહેબ ઘણોજ દબદબાવાળો, ચલકાટવાળો, સર્વેથી મોટો, સર્વેથી સરસ, સર્વેથી સોહામણો, વાજબી ઈનસાફ કરનારો, ઘણોજ અકલમંદ, સારી જાતનો, ઘણોજ પવિત્ર, નેક જાણનારો, બોહોળી ખુશીવાળો છે જેણે આપણને પેદા કીધા, જેણે આપણને ઘડીઆ, જે આપણું રક્ષણ કરે છે, જે અતીષય વરધી કરનાર મીનો છે." (૧)

**સ૦**—દરેક ચીજની સંભાળ કરનાર અને પાળનાર કોણ છે ?

**જ૦**—પાક પરવરદેગાર સિવાય બીજો કોઇ નથી.

**સ૦**—તે વીશે અવસ્તામાંથી શું લખાણ મલેછે?

**જ૦**—પરવરદેગાર બોલે છે કે "સંભાળનાર, પેદા કરનાર અને પાળનાર હું છું." (૨)

---

(૧) યજશને હા ૩૭-ફ—૧ લો તથા યજશને હા ૧ લો ફ—૧ લો. (૨) અહુરમજદ યશ્ત ફ—૧૨મો.

સ૦—પાક પરવરદેગાર કયાં છે?

જ૦—તે સઘલે ઠેકાણે છે અને માણસ જાતનાં જાહેર કામોને તે જોય છે એટલુંજ નહી પણ છુપાં કામોનેબી તે જોય છે.

સ૦—ખોદાનો આકાર કેવો છે?

જ૦—તેને કંઇ આકાર નથી પણ માત્ર એક રોશનીનો ઝરો છે.

સ૦—ખોદા આપણને દખાતો નથી ત્યારે આપણે કેમ જાણીએ કે તે છે?

જ૦—તેની બનાવેલી ઉમદા ચીજો ઉપરથી તેની હસ્તી માલમ પડે છે. કુદરતમાં જે જે ચીજો માણસ જાતથી નહીં બની શકે તેવી ચીજોનો બનાવનાર કોઇ હોવો જોઇએ અને તે ખોદા પોતે છે.

સ૦—ખોદાનાં નામ કેટલાં છે?

જ૦—તે સાહેબની ખુબીનો જેમ પાર નથી તેમ તેના નામોબી બેહદ છે, પણ પાક અવસ્તામાં તેનાં મુખ્ય નામ ત્રણ છે.

સ૦—ખોદાના મુખ્ય ત્રણ નામો છે તે કયાં?

જ૦—દાદાર, અહુરમજદ અને અશો.

સ૦—એ બોલોનો અર્થ શું?

જ૦—દાદાર એટલે પેદા કરનાર, અહુરમજદ એટલે મહાજ્ઞાની સાહેબ, અને અશો એટલે પવિત્ર.

સ૦—ખોદાને અવસ્તામાં વારેઘડીએ કયાં નામથી ઓળખેલો છે?

જ૦—અહુરમજદ.

સ૦—ખોદાને 'મીનોઆન મીનો' કહે છે તેનું કારણ શું?

જ૦—આપણ માણસ જાત મીનો યજદો (ફરેશતાઓ) ને જોઇ સકતા નથી અને તેઓને લગતી સમજ ધરાવી શકતા નથી તેમ યજદો અશો અહુરમજદને લગતી દાનાઇ અને સમજ મેળવી શકતા નથી તેથી તેને મીનોઆન મીનો કહેછે.

સ૦—ખોદાતાલાએ દુન્યાની અંદર માણસની જીંદગીના આધારને માટે કઇ મુખ્ય ચીજો પેદા કીધીછે?

જ૦—રોશની, હવા, પાણી, ગરમી, ઝાડપાણ, ગોસ્પંદ વગેરે બીજી ઘણી ચીજો માણસનાં સુખને સારૂં ખોદાએ પેદા કીધી છે.

---

# અમશાસ્પંદ, ફરેશતા, દેવ દરૂજો અને પેલી દુન્યા વીશે.

સ૦—અમશાસ્પંદ બોલનો અર્થ શું?

જ૦—ઘણા બુજોર્ગ અને અમર્ગ.

સ૦—અમશાસ્પંદ કેટલાછે અને તેઓ શાના નામો છે?

જ૦—છ છે અને ત ખોદાની શકતીઓનાં નામ છે જેવાં કે બેહમન, અરદીબેહેશ્ત, શેહરેવર, અસ્પંદારમદ, ખોરદાદ, અને અમેરદાદ.

સ૦—એઓના નામ પાક અવસ્તામાં શું છે? અને તેનો અર્થ શું?।

જ૦—વહુમનો એટલે ભલું મન, અશવહીશત એટલે ઉત્તમ પવિત્રાઇ, ક્ષથ્રવૈર્ય એટલે બાદશાહી અથવા હકુમત, સ્પેંત આરમૈતી એટલે ડાહાપણુ, હઉર્વ-તાત્ એટલે પુરતાપણું, અને અમેરેતાત્ એટલે અમર્ગી.

સ૦—એ નામોના અર્થ ઉપરથી તમો શું સમજયાં?

જ૦—ભલી મનશનીનો ગુણ, પવિત્રાઇ એટલે નેકી અને સચાઈ, હકુમત એટલે મોટાઇ, ડાહાપણ, સુખાકારી, કીરતી, અને જીવ અમર્ગ રહે એવા સારા ગુણો મેલવવાની જો આપણે ખાહેશ રાખીએ તો ખોદાની એ છ શકુતીની મારફતે તેની આપણે મદદ માંગીએ છીએ.

સ૦—યજદ (ફરેશ્તા) શબ્દનો અર્થ શું?

જ૦—યાદ અથવા સ્તુતી કરવા લાયક.

સ૦—અમશાસ્પંદ અને યજદોનું કામ શું?

જ૦—ખોદા તાલાએ તેઓને જુદી જુદી શકતી આપીને મીનો (એટલે પેલી દુન્યા) અને ગેતી (એટલે આ દુન્યા)ની સંભાલ રાખવાને કામો ઠરવી આપેલાંછે.

સ૦—પાક અવસ્તામાં કેટલાએક યજદ અમશાસ્પંદોને નારી જાતીનું રૂપ આપેલું છે તે કયા અને કેટલા છે?

જ૦—તે છ છે જેવા કે અસ્પંદારમદ, આવાં, ગોશ, ફરવરદીન, દીન અને અશીશવંગ.

સ૦—ફરોહર એટલે શું ?

જ૦—દુન્યાની અંદર આતમાને અહુરમજદની તરફેનમાં રહેવાને વાસ્તે જે શકતી બખશેલી છે તેનું નામ ફરોહર અથવા ફ્રવશી છે.

સ૦—ખોદાતાલાની મરજીથી આ દુન્યા ચલાવવાને સારૂ જે બે મુખ્ય શકતી પેદા થઇ છે તેનાં નામ શું ?

જ૦—'સ્પેંતોમઇન્યુશ' અને 'અંગ્રોમઈન્યુશ.'

સ૦—એ શબ્દોના અર્થ શું ?

જ૦—સ્પેંતોમઇન્યુશ એટલે ગેબી રીતે દુન્યાનો વધારો કરનાર અને અંગ્રોમઇન્યુશ એટલે ગેબી રીતે તે દુન્યાનો ઘટાડો અથવા નાશ કરનાર.

સ૦—સ્પેંતોમઇન્યુશના હાથ તલે કામ કરનારાઓ કોણ છે ?

જ૦—અમેશાસ્પંદો અને યજદો સ્પેંતોમઇન્યુશની મરજી પ્રમાણે કામ કરનારા છે અને દુન્યાનો વધારો કરવામાં મદદગાર થાય છે.

સ૦—અંગ્રોમઇન્યુશના હાથ તલે કામ કરનાર કોણ છે ?

જ૦—દેવો અને દરૂજો અંગ્રોમઈન્યુશની મરજી પ્રમાણે કામ કરનારાછે અને તેઓ દુન્યાનો નાશ કરનારા છે.

સ૦—દેવો અને દરૂજો એટલે શું ?

જ૦—દેવ એટલે નુકશાન કરનારાં તથા બદીને

ઉત્પંન કરનારાં ખરાબ માણસો તથા પદાર્થો, અને દરૂજે એટલે જુઠાઇનો વધારો કરનારાં.

**સ૦**—અંગ્રોમઇન્યુશનો આએ દુન્યામાં દાર શું છે?

**જ૦**—તે બનતાં સુધી દરેક માણસને લલચાવીને બુરા માર્ગ ઉપર ચલાવવાની કોશેશ કરેછે અને પોતાના વીચારને લગતું કામ કરવાને સારૂ માણસને ફાંદામાં નાખેછે.

**સ૦**—ખોદાતાલાની એ બે મુખ્ય શકતી વીશે તમે શું સમજ આપશો?

**જ૦**—ખોદાતાલાએ દુન્યાની પેદાયશમાં માણસ જાતની પરીક્ષા કરવાને એ બે શકતી વડે બે માર્ગ કોપેલા છે એક સારો અને એક ખરાબ અને માણસને અકલ આપી છે તથી આપણે સારો માર્ગ પસંદ કરવો અને બુરો માર્ગ તજી દેવો.

**સ૦**—અંગ્રોમઇન્યુશનો દાર કયાંસુધી જારી રેહશે?

**જ૦**—રસ્તાખેજ (કયાંમત) ના વખત સુધી તે પોતાનાં કામમાં ફાવ્યા કરશે અને ત્યાર પછી શેતાની ખવાસ માણસમાંથી બીલકુલ નીકળી જશે અને સઘળી દુન્યાનાં લોકો ખોદાઈ માર્ગ અખતીઆર કરશે.

**સ૦**—બેહેસ્તનો સરદાર કોણ છે?

**જ૦**—સ્પેંતોમઈન્યુશ.

**સ૦**—અવસ્તા પ્રમાણે બેહેસ્તના દરજ્જા કેટલા છે?

**જ૦**—હુમતના દરજજાવાળું એટલે નેક વીચાર કરનારાઓને મળે તે, હુખ્તના દરજજાવાળું એટલે નેક

બોલનારાઓને મળે તે. હુવરશ્તના દરજાવાળું એટલે નેક કામો કરનારાઓને મળે તે, અને અનગ્ર રોશ્નો એટલે બેહદ રોશ્નાની ભરેલું. પણ પાછલાં લખાણોમાં સાત દરજાનાં બેહેશ્ત છે જેવાં કે ચીનવતપુલ, હમેસ્તગાન, સતરપાયા, મહાપાયા, ખોરશીદપાયા, ગરોથમાન અને અસર રોશ્ની.

સ૦—દોજખનો સરદાર કોણ છે?

જ૦—અંગ્રોમઇન્યુશ.

સ૦—અવસ્તા પ્રમાંણે દોજખના તબકા કેટલા છે?

જ૦—ચાર છે, દુશમતના દરજાવાળું એટલે બુરૂં વીચારનારાઓને મળે તે, દુજુખ્તના દરજાવાળું એટલે બુરૂં બોલનારાઓને મળે તે, દુજવરશ્તના દરજાવાળું એટલે બુરાં કામ કરનારાઓને મળે તે, અને અનગ્ર તેમ એટલે અતીશય અંધારૂં દોજખ.

---

# પેગંબર અશો જરતોશ્ત વીશે.

——oo——

સ૦—પેગંબર એટલે શું?

જ૦—ખોદાની તરફથી પેગામ અથવા દીનનો લાવનાર.

સ૦—આએ દુન્યામાં પેગંબરને આવવાનું કારણ શું?

જ૦—માણસજાતને પાક ખોદા તાલાના હોકમ મુજબ ચાલવાની સમજ આપવા સારૂ, જેથી મા-

ણુસો પાક ખોદા તાલાની મરજી મુજબનાં કામો કરીને આએ તથા આવતી દુન્યાનું સુખ અને મોટાઇ મેળવી શકે, પુનનાં કામો કરે, અને અનીતીનાં કામોથી દુર રહે.

સ૦—આપણા પેગંબર સાહેબનું નામ શું?

જ૦—જરતોશ્ત્ર સ્પીતમાન.

સ૦—એ શબ્દનો અર્થ શું?

જ૦—ચલકતો તારો.

સ૦—જરતોશ્તને ચલકતો તારો કેહેવાનું કારણ શું?

જ૦—જેમ એક તારો અંધારી રાતે માણસોને રોશની આપીને તેઓને રસ્તો દેખાડે છે તેમ પેગંબર અશો જરતોશ્તે અજ્ઞાન માણસોને ધર્મના જ્ઞાનની રોશની આપીને ખોદાઇ માર્ગ દેખાડયો તેથી એને ચલકતો તારો કહે છે.

સ૦—એ નામની સાથે સ્પીતમાન શબ્દ આવેલો છે તેનું કારણ શું?

જ૦—સ્પીતમાન એ શબ્દનો અર્થ ઘણો પવિત્ર એવો થાય છે અને જરતોશ્તના વડવાઓમાં એવાં નામનો એક અશો માણસ થઈ ગયોછે કે જેના નામની ઓલખ પેગંમબરના નામની સાથે આપેલીછે.

સ૦—જરતોશ્તનો જનમ કયે દહાડે થયો હતો?

જ૦—રોજ ૬ઠો અને મહા ૧લો એટલે ખોરદાદસાલને દીવસે.

સ૦—પેગંબર જરતોશ્તને થઇ ગયાને આજ કેટલાં વરસ થયાં?

જ૦—એના જમાના વીશે ચોકસ મત નથી પણ આસરે ૪૦૦૦ વરસ થયાછે.

સ૦—પેગંબર સાહેબને જનમ કયાં થયો હતો?

જ૦—ઇરાન દેશમાં 'જબર' નામના પહાડમાંથી વેહતી 'દરએક' નામની નદીને કીનારે આવેલાં 'રએ' નામનાં શેહેરમાં થયો હતો.

સ૦—આપણા પેગંબરની માએ તથા બાપનું નામ શું?

જ૦—માએનું નામ દોગદો અને બાપનું નામ પોરોશસ્પ હતું.

સ૦—પેગંબર સાહેબની બાયડીનું નામ કહો.

જ૦—હુવોવી.

સ૦—પેગંબરને કેટલાં છોકરાં હતાં અને તેઓનાં નામ શું હતાં?

જ૦—છ, તેમાં ત્રણ છોકરા અને ત્રણ છોકરી હતી, અસદવાસ્તર, ઉર્વતતનર અને હુવરેચીત્ર (યાને ખોરશેદચેહર) એ ત્રણ છોકરા હતા, અને ફ્રેની, શ્રીતી, અને પોરૂચીસ્તી નામની ત્રણ છોકરી હતી.

સ૦—પેગંબર જરતોશ્તથી તે સ્પીતમાન સુધીની પેહેડીના નામ દેઓ.

જ૦—જરતોશ્ત, પોરોશસ્પ, પેતેરસ્પ, ઓર્વદસ્પ, હેચદસ્પ, ચક્ષનોશ, પેતેરસ્પ, અર્જદસ્પ, હરદાર અને સ્પીતમાન.

સ૦—પેગંબર જરથોશ્ત કોણની ઓલાદથી હતા?

જ૦—પાદશાહ ફરેદુનની ઓલાદથી.

**સ૦**—પેગંબર જરતોશ્તે ખોદાની હજુરથી દીનને લગતી **સમજ** મેળવવાની કોશેશ કેટલાં વરસની ઊંમરે કરવા માંડી હતી?

**જ૦**—તીસ વરસમી ઊંમરે.

**સ૦**—કેટલાં વરસની ઊંમરે દીન જાહેર કીધી?

**જ૦**—ચાલીસ વરસની ઊંમરે.

**સ૦**—પેગંબરે કયા પાદશાહના વખતમાં અને કયાં શેહરમાં દીન ફેલાવી?

**જ૦**—કએ ગુરતાસ્પના વખતમાં, બલખ શેહેરમાં.

**સ૦**—પાદશાહ કએ ગુરતાસ્પે પેગંબર જરતોશ્તની દીન કેવી તરેહથી કબુલ રાખી?

**જ૦**—પાદશાહ કએ ગુરતાસ્પે જરતોશ્તની દીન કબુલ નહીં રાખી પણ જ્યારે અશો **જરતોશ્તે** કેટલાક મોજેજા બતાવ્યા, આદરબુરજીન નામના આતશનો ચમત્કાર, તથા સરવના ઝાડનો **મોજેજો** તથા અવસ્તા કલામની ખુબીઓ દેખાડી તથા ફરેશ્તાઓની મારફતે તેની દીન કબુલ કરવાની પાદશાહને ચેતવણી મલી તથા કાબેલ અને વીદવાનોને બોલાવી તેઓની સાથે તકરાર કરાવી તેમાં અશો જરતોશ્તે દેખાડેલું કુદરતી શકતીવાળું જ્ઞાન જોઇને ગુરતાસ્પ પાદશાહે દીન કબુલ કીધી.

**સ૦**—અશો જરતોશ્તની દીન પાદશાહ ગુરતાસ્પે કબુલ કીધી તેના બદલામાં પેગંબર જરતોશ્ત તરફથી પાક દાદારની હજુરમાં ચાહેલી દાવાથી તે પાદશાહને કઈ મોરાદ મળી હતી?

જ૦—પાદશાહ ગુશ્તાસ્પે જીવતાં જીવત બેહેશ્તનું મકાન જોયું, તેનો બેટો અસ્પંદીઆર રોઇનતન એટલે જોરાવર બદનનો થયો. તેનો બીજો બેટો પેશુતન અમર્ગ થયો, અને તેનો વજીર જામાસ્પ ભવિષ્યમાં બનનારી વાત જાણનારો થયો.

સ૦—જરતોશતના મોજેજાઓ કેવી પ્રકારના હતા?

જ૦—જનમતી વખતે તે હસીઓ હતો; તે શેહરનો દોરાંશરૂન નામનો જુલમગાર પાદશાહ જે જાદુગર હતો તેણે જરતોશતને મારી નાખવાને ઘણા ઉપાયો કીધા હતા તેમાં તે ફાવ્યો ન હતો—જેવાકે વરૂઓના ટોલામાં નાખ્યો, આતશની ચેહેમાં નાખ્યો, પણ તેમાં તેને કશી રીતનું નુકશાન થયું નહી; આદરબુરજીન નામનો આતશ જે તે પોતાની સાથે લાવ્યો હતો તેમાં એવો ચમતકાર હતો કે હાથમાં લે તો હાથ દાજતો ન હતો અને તે આતશ સુખડ તથા લાકડાં વગર હમેશાં બળતો રોશન રેહેતો હતો; સરવનું ઝાડ જે તે લાવ્યો હતો તેના દરેક પાદડાં ઉપર ગુશ્તાસ્પ પાદશાહને ચેતવણી આપવા સારૂ કુદરતી રીતે લખાઇ રેહેલું હતું કે "ગુશ્તાસ્પ પાદશાહ તું જરતોશ્તી દીન કબુલ કર." એ વગેરે ઘણાએક મોજેજાઓ ચમતકાર ભરેલા તેણે કરી બતાવ્યા હતા કે જેનું બેઆન જરતોશ્ત નામામાં વીગતવારે કરવામાં આવેલું છે.

સ૦—જરતોશ્તના જનમવાથી સ્પેનામીનોની પેદાયશને કેવી ખુશાલી થઇ?

જ૦—જરતોશ્તે દુન્યામાં ભલી ચીજોની આબાદી વધારવાનો, તથા નેક રાહ ઉપર ચાલવાનો માણસોને માર્ગ બતલાવ્યો તેથી જેટલી પેદાયશ સ્પેનામીનોની હતી તેટલી ખુશાલ થઇ અને સુકરાના માગવા લાગી કે જરતોશ્ત જેવો અથોરનાન અમારે માટે ભલે જનમ્યો.

સ૦—જરતોશ્તના જનમવાથી દેવો એટલે બુરા ખવાસના માણસોને શું નુકસાન થયું?

જ૦—તેઓ પસ્તાવો કરવા લાગા કે એ અશો માણસ આપણો નાશ કરશે અને તેઓ બીહીધા કે એ અશો માણસ આપણને કોઇબી બુરાં કામમાં ફાવવા નહી દેશે તેથી તેઓ ઘભરાટમાં પડીને અફસોસ કરવા લાગા.

સ૦—જરતોશ્તે પોતાની દીન ફેલાવી ત્યારે બુરા દેવો અને દેવ અવતારી લોકોએ તેનો નાશ કરવાની કોશેશ કીધી ત્યારે તેઓને કેવી રીતે હરાવ્યા?

જ૦—તે પોતાના કામપર મકમ રહ્યો અને તેઓથી બીહીધો નહી. અને "યથા અહુ વઇર્યો" (કે જેની અંદર અશો અહુરમજદની મરજી મુજબ ચાલવાથી આદમીને બંધે જેહાંનનું સુખ મળનાર છે) ના કલામ પઢવાથી દેવોને મારી હથાવ્યા તથા સાચા વીચાર, સાચાં વચન અને સાચાં કામોનો બોધ આપવાથી જે લોકો અગાઉ દેવ અવતારી (યાને દેવના કરતુકવાળા) હતા તેઓનો નાશ કીધો.(૧)

(૧) જમીઆદ યશ્ત ક૦ ૮૧મો. ૧૯મી પરગરદ ક૦ ૨જો.

સ૦—અશો જરતોશ્ત ખોદાની હજુરથી કઇ ચીજો લાવ્યો હતો?

જ૦—અવસ્તાના એકવીશ પુસ્તકો, આદરબુરજીન નામનો આતશ, અને સરવનું ઝાડ.

સ૦—જરતોશ્તનો વડો સાગેર્દ કોણ હતો?

જ૦—તેના કાકાનો છોકરો મેદીઓમાહા.

સ૦—જરતોશ્તના બીજા સાગેર્દો કોણ હતા?

જ૦—જામાસ્પ, ફરશોસ્ત્ર, પાદશાહ કએ ગુશ્તાસ્પ, ગુશ્તાસ્પની બાનુ હુતોશી અને તેનો બેટો અસ્પંદીઆર વગેરે ઘણાએક સાગેર્દો થયા હતા કે જેઓના નામો ફરવરદીન યશ્તમાં આવેલાં છે.

સ૦—જરતોશ્તની આગમજ ઇનારનના લોકો કયો ધર્મ પાળતા હતા?

જ૦—મજદીયસ્ની ધર્મ પાલતા હતા.

સ૦—જરતોશ્તની આગમજના દીન પાલનારાઓને શું કહેતા હતા?

જ૦—પોઇર્યોતકેશી લોકો કેહેતા હતા.

સ૦—જરતોશ્તને પોતાનેબી પોઇર્યોતકેશ કહેલો છે તેનું કારણ શું?

જ૦—એને પોઇર્યોતકેશી કહેવાનું કારણ એ કે એ પાઇર્યોતકેશી ધર્મમાં જનમ્યો હતો, અને એણે પોતાની દીનનો ફેલાવો તો ૪૦ વરસની ઉમરે કર્યો હતો.

સ૦—જરતોશ્તની આગમજ કયા મહાભારત પુરૂષોને દીનની આગાહી મળી હતી?

જ૦—ગૈઓમર્દ, હોશંગ, તેહમુરસ જમશેદ, ફરેદુન, મીનોચેહર, અને કેખુશરૂ.

સ૦—એ બધા માહાભારત પુરૂષોને આપણા ધર્મમાં કયાં નામથી ઓલખેલા છે?

જ૦—સોષ્યંતો એટલે કે ધર્મના જ્ઞાનની રોશની આપી ખોદાઇ માર્ગ બતલાવનારા.

સ૦—જરતોશતની પછી કયા પુરૂષોએ મોજેજા બતાવ્યા હતા?

જ૦—અરદાએવીરાફ અને આદરબાદ મારેસ્પંદ.

સ૦—અશો જરતોશત પછી તેનું કામ ચલાવનારા વડા ધર્મગુરૂને અવસ્તામાં શું નામ આપ્યામાં આવ્યું છે?

જ૦—જરથુશત્રોતેમો.

સ૦—એ બોલનો અર્થ શું?

જ૦—અશો જરતોશતને ઘણોજ મલતો એટલે દસતુરાંન દસ્તુર યાને ધર્મનો વડો.

સ૦—જરતોશતનો ધંધો શું હતો?

જ૦—અશો જરતોશતનો ધંધો દીનની સમજ વગરનાં લોકોને ખોદાઇ ધર્મ સમજાવી દીનનો ફેલાવો કરવાનો હતો, કેમકે તે અવસ્તામાં એક ઠેકાણે બોલે છે કે "ઘરોનાં, મોહોલાનાં, ગામનાં, દેશનાં અને મુલકોનાં બધાં માણસોને દીન પ્રમાણે વીચારવાને તે પ્રમાણે બોલવાને અને તે પ્રમાણે કામો કરવાને હું

શીખવશ અથવા ઉત્તેજન આપશ.(૧)

સ૦—અશો જરતોશ્ત કયા ધંધાઓનો ઉપરી હતો?

જ૦—તે સાહેબને અથોરનાન, રથેશ્તાર, અને વાસ્ત્રીઓશનો પેશા કરનારામાં સૌથી સરસ ગણેલોછે. એટલે એ ત્રણડે ધંધાદારીઓમાં તે વડો ગણાતો હતો.

સ૦—જરતોશ્તને "અથોરનાન"નો સરદાર કેહેવાનું કારણ શું?

જ૦—જેમ એક અથોરનાન અથવા મોબેદ પોતાના ધર્મનું જ્ઞાન લઇને બીજાઓને શીખવે તેમ જરતોશ્તે પેહેલાં લોકોને ધર્મ સમજાવ્યો તેથી એને અથોરનાનનો સરદાર કહેલો છે.

સ૦—જરતોશ્તને "રથેશ્તાર" કહેલો છે તેનું કારણ શું?

જ૦—જેમ એક રથેશ્તાર (એટલે પાદશાહ અથવા પેહલવાન) પોતાના દેશને માટે લડીને દુશમનને હરાવે તેમ જરતોશ્તે બુરાં માણસો જેઓ તેના ધર્મની આડે આવતાં હતાં તેઓને તકરાર કરીને હરાવ્યાં તેથી એને "રથેશ્તાર"નો સરદાર કહેલો છે.

સ૦—એને "વાસ્ત્રીઓશ"નો સરદાર કાંય કહેલોછે?

જ૦—જરતોશ્તે માણસોને જમીન ખેડી તેમાં પાક વધારવા ને ઉદ્યોગી થવા શીખવ્યાં તે ઉપરથી એને "વાસ્ત્રીઓશ" એટલે ખેડુતોનો સરદાર કહેલોછે.

---

(૧) યજશને હા ૮ મો ક૦ ૭ મો.

સ૦—પાક ખોદાતાલાએ અશો જરતોશતને શું મરતબો આપ્યો હતો ?

જ૦—પાક ખોદાના ફરમાનને તાબે રહીને તેણે દીન ફેલાવી હતી અને પરહેજગારી અને નેકીનો દુન્યામાં વધારો કીધો હતો તેથી પાક ખોદાતાલએ તેને 'યજદ'નો ખેતાબ આપ્યો હતો કે જે ખેતાબ આએ ફાની દુન્યાનાં બીજાં કોઇબી માણસને મળ્યો નથી.

સ૦—જોકે દાદાર અહુરમજદ બંધે જહાંનનો સરદાર છે તોપણ તે સાહેબે પોતાની તરફથી કયાં માણસને આએ દુન્યાના સરદાર તરીકેનો એલકાબ આપ્યો છે ?

જ૦—જરતોશત સ્પીતમાનને આ દુન્યાનો સરદાર કહેલો છે. (૧)

સ૦—અશો જરતોશતે ખોદાતાલા પાસેથી પેહેલ વેહેલાં શું જાણવાની ખાહેશ રાખી હતી ?

સ૦—અહુરમજદના પેદા કીધેલા સ્પેંતોમેન્યુશને લગતી સમજ તથા બેહુમનની અકલ માગી હતી. (૨)

સ૦—જરતોશત અહુરમજદની હજુરમાં કેવી રીતે પોહોંચ્યો હતો ?

જ૦—બેહમન અમશાસ્પંદની મારફતે. એટલેજે પોતાનાં ભલાં મનની શકતીથી. (૩)

(૧) વીસપરદ કરદો ૨જો ફ. ૪થો. (૨) યજશને હા ૨૮મો ફ. ૨જો. (૨) યજશને હા ૨૮મો ફ. ૩જો.

**સ૦—જરતોશ્તે અહુરમજદને જોવાની ખાહેશ** કેવી રીતે રાખી હતી?

**જ૦—અશોઈ અને રાસ્તીની મારફતે અહુર-મજદને જોવાની ખાહેશ રાખી હતી.** (૧)

**સ૦**—પેગંબર જરથોશ્તના જન્મારાનો ટુંક હેવાલ આપો?

**જ૦**—પેગંબર અશો જરતોશ્ત ઇરાન દેશના 'રએ' શેહરમાં જનમ્યો હતો. તેના બાપનું નામ પોરોશસ્પ અને માએનું નામ દોગદો હતું. તે પાદશાહ ફરેદુનની ઓલાદનો હતો. તે જયારે જનમ્યો ત્યારે હસીઓ હતો. તેણે પોતાને સમજ મળતાંવાર પોતાના મનમાં ભલા વીચારનું રેહેઠાણ કીધું હતુ અને બેહમન અમશાસ્પંદની મારફતે તે ખોદાતાલાને મલ્યો હતો અને દીનને લગતાં ફરમાનોની સમજ મેળવી હતી, જે ફરમાનો તેણે માણસોમાં જાહેર કીધાં હતાં—તે દીન લાવ્યો ત્યારે ઇરાનમાં કએ ગુશતાસ્પ રાજ કરતો હતો જેણે પેહેલાં તેની દીન કબુલ નહી કીધી પણ જરતોશ્તે તેની પુરતી ખાતરી કીધાથી તેણે એ દીન કબુલ રાખી હતી તથા પોતાનાં બીજા મુલકોમાંબી તેનો ફેલાવો કરવામાં બનતી કોશેશ કીધી હતી. પછી તુર્કસ્તાનના પાદશાહ અરજાસ્પે ગુશતાસ્પને કેહેવરાવ્યું કે તું એ દીન છોડી દે પણ ગુશતાસ્પ તે દીન ઉપર મકમ રહયો તેથી સેવટે એક

(૧) યજશને હા ૬૦મો ફ. ૧૨.

મોટી લડાઇ થઇ. તે વખતે જરતોશ્ત આતશ બેહ-રામમાં બંદગી કરતા હતા તેવણને તુરબરાતુર નામના શખસે તલવાર મારી જેથી અશો જરતોશ્તનું મરણ નીપજયું હતું. તેવણ પોતાની પંચોતેર વરસની ઉમરે રોજ ૧૧મે ને માહા ૧૦મે બલખ શેહરમાં મરણ પામ્યા હતા.

**સ૦**—ઉપર આવેલા સવાલો ઉપરથી જરતોશ્તની વર્તણુકનું ટુંક બેઆન કરો.

**જ૦**—તે ઘણો ચમતકારીક પુરૂષ હતો, તેણે સચાઇનો રસ્તો અખતીઆર કરવાને કોશેશ કીધી હતી તથા બીજાઓનેબી નેક માર્ગ બતાવ્યો હતો. તેને બીજાં ખરાબ માણસોએ તથા હેરેમને ઘણો લાલચમાં નાખ્યો હતો કે જો તું માજદીયસ્ની ધર્મ તજી દે તો હમો તુંને ઘણું દ્રવ્ય આપીએ પણ તે પોતાના ભલા વીચારનેજ વલગી રહીને ચાલ્યો હતો. તેણે બુરાં માણસોની સાથે ઘણી ફતેહમંદીથી લડાઇ કીધી હતી. તે પોતાની કોઇબી આફતની અંદર "યથા અહુ વૈર્યો"ના કલામો યાદ કરતો હતો અને તેજ એખલો માણસ હતો કે જેણે બુરાં આદમીઓ જેઓ તેના વખતની આગમજ ઘણી ખરાબી કરતા હતા તેઓને મારી હઠાવ્યા હતા. તે પોતાનું ભલું ઇછવા સાથે પોતાની દીન પાળનારાઓનું પણ ભલું ઇચ્છતો હતો. તે પોતાનો વખત ખોદાતાલાની બંદગી કરવામાં તથા વીધા હુંનરને લગતી બાબદોનો અભ્યાસ કરવામાં ગુજારતો હતો અને તેણે દીનની બાબદોના

ઘણાએક સવાલોનો ખોલાસો ખોદાથી જાણ્યો હતો અને તેની વાકેફી મેળવીને આએ દુન્યાનાં માણસોને શીખવવા માંડયું હતું તેના ધર્મની મુખ્ય ખુબી એજ છે કે સારૂં વમાસવું, સાચું બોલવું, અને સારાં કામો કરવાં અને આવતી દુન્યાના સુખને સારૂ જેમ બને તેમ નેકીનાં કામો કરીને તૈયાર રહેવું.

## ધર્મ વીશે.

——oo——

**સ૦**—ધર્મ એટલે શું?

**જ૦**—આપણ માણસ જાતને પવિત્રાઇ તથા નીતીથી ચાલવાને અને દુન્યાની ફરજો બજાવવાને તથા માણસોએ અરસપરસ કેમ ચાલવું તે વીશે પેગંબરની મારફતે મોકલેલા કાયદા તે ધર્મ.

**સ૦**—માણસ જાતને ધર્મની શું જરૂર છે?

**જ૦**—"સઘળા કરતાં ધર્મ ઘણોજ અગત્યનો છે..............પરમેશ્વરનું, તેના ગુણનું તથા તેની ઇચ્છાનું જ્ઞાન ધર્મથી આપણને થાયછે. વળી આપણો એટલે માણસ જાતનો સ્વભાવ, પરમેશ્વર જોડે આપણો સંબંધ, આ દુન્યામાં આપણી ફરજો, તથા આ ટુંકી મુસાફરી પુરી થયા પછી જે અંજાણી જગામાં આપણને મુઆ પછી જવું છે, એ સર્વ આપણે ધર્મવડે જાણીએ છીએ માટે ધર્મ ઘણોજ અગત્યનો છે.......સર્વ માણસની પેહેલી અને સૌથી

મોટી ફરજ એ છે કે પરમેશ્વરને શોધવો, તેને વીશે શું માનવું, તેની શી શી આજ્ઞા છે, અને આપણા શા શા ધર્મ છે તેની તજવીજ કરવી." એ પણ આપણને ધર્મજ શીખવેછે, માટે માણસને ધર્મની ઘનીજ અગત છે. દરેક માણસમાં ધર્મ હોવો જોઇએ. ધર્મ વીનાનું માણસ હેવાનની હાલને પોંહોંચેછે અને જેમ એક સુકાન વગરનું વહાણ દરીઆમાં અથડાઇને ઘસડાયા કરે છે અને પોતાનાં ધારેલાં ઠેકાણાંમાં આવી પોંહોંચ્યા વગર ખરાબે અથડાઇને ભાગી જાય છે તેમ ધર્મ વગરનું માણસ ઈશ્વરને ઓળખ્યા વગરજ હેવાનની મીસાલે પોતાની કંગાલ જીંદગી ખતમ કરેછે.

સ૦—આપણા ધર્મનું નામ શું છે?

જ૦—મજદીયસ્નની જરતોશ્તી દીન.

સ૦—એને ઉપલું નામ આપવાનું કારણ શું?

જ૦—માજદીયસ્ની એટલે ખોદાને યાદ કરવાની દીન અને એની સાથે જરતોશ્તી બોલ બોલીએ છીએ તેનું કારણ એકે તે દીન અશો જરતોશ્તની મારફતે મળીછે.

સ૦—મજદીયસ્ની દીન તે કઈ અને જરતોશ્તી દીન તે કઇ એ બેની વચે તફાવત શું છે?

જ૦—મજદીયસ્ની દીન તે જરતોશ્તની આગમજની દીન અને જરતોશ્તી દીન તે મજદીયસ્ની દીનની અંદર કેટલોક વધારો કરીને જરતોશ્ત પેગબંરે જે દીન દેખડાવી હતી તે.

સ૦—મજદીયસ્નની જરતોશ્તી ધર્મ કોણે મોકલ્યો ?

જ૦—પાક પરવરદેગારે.

સ૦—ધર્મ કોણને સારૂ મોકલ્યો ?

જ૦—ખોદાના હુકમને તાબે રહીને ચાલવાને માણસ જાતને સારૂ મોકલ્યોછે.

સ૦—આપણા ધર્મનાં પુસ્તકો કઇ ભાષામાં લખેલાં હતાં અને હમણાં છે ?

જ૦—અવસ્તા તથા જંદ ભાષામાં.

સ૦—જરતોશ્તી દીનનું મુખ્ય તત્વ શું છે અથવા તેના મુખ્ય ફરમાનો કયાં છે ?

જ૦—હુમત (મનશની), હુખ્ત (ગવશની), હુવરશ્ત (કુનશની) એટલે નેક વીચારવું, નેક બોલવું અને નેક કામો કરવાં, એ ત્રણ મુખ્ય ફરમાનો છે અને એની ઉપર આખી દીનનો પાયો રચેલો છે, એ વગેરે પારકાનું ભલું કરવું, દયા અને સખાવત કરવી એકબીજાને મદદ કરવી, વાજબી માર્ગે અખતીઆર કરવો એવાં એવાં બેહદ નીતીનાં ફરમાનો આવેલાંછે.

સ૦—બીજી સઘળી દીનો કરતાં મજદીયસ્નની દીનની સરસાઇ કેવી છે ?

જ૦—જેમ એક મોટું ઝાડ નાના ઝાડને ઢાંકી નાખેછે, જેમ એક મોટા દરીઆનું પાણી નદીનાં પાણી ઉપર ફરી વળેછે, જેમ આસમાને જમીનને

બધી તરફથી ઢાંકી નાખી છે તેમ મજદીયસ્નની દીને બીજી સઘળી દીનોને ઢાંકી નાખીછે.

**સ૦**—ત્યારે તમોએ કઇ દીન ઉપર એકીન રાખવું જોઇએ?

**જ૦**—આપણે તો આપણા મજદીયસ્નની જરતોશ્તી ધર્મ ઉપરજ એકીન રાખવું જોઇએ, કારણ કે સઘળી દીનોની ઉપર એ દીન સર્વથી સરસ છે.

**સ૦**—આપણો મજદીયસ્નનો ધર્મ ઘણોજ પસંદ કરવા જોગ છે તે વીશે તમો જાણતા હો તે કહો.

**જ૦**—મજદીયસ્નની ધર્મની નીતી ઘણીજ પસંદ કરવા જોગછે અને તેનાં લખાણ ઉપરથી આપણને એવું દીસે છે કે એ ધર્મમાં એખલા પેદા કરનાર અહુરમજદને માનવાનું ફરમાન છે. અવસ્તા ભાષામાં એ ધર્મની વારંવાર તારીફ કીધીછે. એ ધર્મ સઘળા ધર્મોની ઉપર સરસાઇ ભોગવે છે. એ ધર્મમાં બીજા પારકા ધર્મની નીંદા કીધી નથી. એ ધર્મની ખુબી એવી છે કે માણસ જેવાં કરતુક કરશે તેવા તેઓને બદલો મળશે. માણસના મરણ પછી તેના જીવને સુખ તથા દુઃખ એ તેની કરણી મુજબ મળવાનું એ ધર્મમાં જણાવેલુંછે. અવસ્તામાં એ ધર્મની તારીફ નીચે પ્રમાણે કીધીછેઃ—

"ભલી મજદીયસ્ની દીનની હું વખાણ કરું છું, કે જે દીન આગુઘટનો વાંધો લેવાથી દુર છે. પોતાના પેદા કરનારની સાથે સંબંધ ધરાવનારી છે." (૧)

---

(૧) યજશનેહા ૧૨ મો. ક૦ ૯ મો.

એ ધર્મ વીશે આપણા તેમજ પારકા ધર્મના વીદ્વાનોનું ઊંચું મતછે અને હમો મજદીયસ્ની દીનમાં જનમ્યા છીએ તેથી હમો ઘણા ભાગ્યશાલી અને ઘણા મગરૂર છીએ.

**સ૦**—જરતોશ્તી ધર્મમાં એક ખોદાને માનવાનું છે કે એકથી વધારે ?

**જ૦**—જરતોશ્તી ધર્મમાં માત્ર એકજ ખોદાને માનવાનું ફરમાન છે અને તે ખોદાનું નામ અહુરમજદ છે.

**સ૦**—જેઓ એક કરતાં વધારે ખોદાને માને તેઓને આપણા ધર્મમાં શું કહેછે ?

**જ૦**—દેવયસ્ની એટલે કે દેવોને માનનારા.

**સ૦**—તમે ખોદાપરસ્ત છો તેની સાબેતી આપો.

**જ૦**—અમો ખોદાપરસ્ત છીએ તે વીશે અવસ્તામાં વારે ઘડીએ આવેછે. જેમકે "મજદયસ્નો અહમી" એટલે હું અહુરમજદને માનનારો છું. "આસ્તુયે દએનામ્ વધુંહીમ્ માજદયસનીમ્." એટલે જે અહુરમજદને માનવાની ભલી દીન ઉપર હું એકીન રાખુંછું અથવા તેની ઉપર ચુસ્ત છું—આપણા વડવાઓ યજદાંપરસ્ત હતા અને આપણે તેઓથી ઉતરતા આવ્યા તેથી આપણેબી યજદાંપરસ્ત ગણાયે.

**સ૦**—તમો એખલા અહુરમજદનેજ માનવાનો દાવો કરોછો ત્યારે તમો આતશ, પાણી, સુર્ય, ચંદ્ર ઇત્યાદીની નીઆએશ કરોછો તે વીશે તમે શું ખોલાશો કરી શકશો ?

જ૦—હમો તો માત્ર એકજ ખોદાને માનીએ છીએ પણ પાક ખોદાતાલા પોતે નુર ભરેલોછે તેથી તેની પેદા કીધેલી ઉપર જણાવેલી વસ્તુ નુરવાલી હોવાથી તથા તેઓમાં તે સાહેબની પોતાની માણસ જાતનું ભલુ કરવાની શકતી હોવાને લીધે તે વસ્તુઓની સનમુખ ઉભા રહીને તેઓમાં બક્ષેલા ખોદાની તરફના ગુણોની વખાણ કરવા સાથે તે સર્વ શકતીવાન સાહેબની સ્તુતી અને યાદ હમો કરીએ છીએ.

સ૦—જરતોશ્તી ધર્મના કાયદાને અવસ્તામાં શું નામ આપેલું છે?

જ૦—'દાત વીદએવ' અથવા 'દાત જરથુશ્ત્રી' એટલે જે દેવથી જુદા જરતોશ્તના ધારા.

સ૦—પોઇર્યોતકેશી ધર્મ એટલે શું? અને તે ઇરાનમાં કયે વખતે ચાલતો હતો.

જ૦—જરતોશ્તી ધર્મની આગમજ જે ધર્મ ઇરાનમાં પાલતા હતા તેને પોઇર્યોતકેશી ધર્મ કહેછે અને તે ગયોમર્દથી તે જરતોશ્તના વખત સુધી ચાલ્યો હતો.

સ૦—જરતોશ્તી ધર્મની ઉત્પતી કયાં, કેમ, કોણથી અને કયારે થઇ?

જ૦—જરતોશ્તી ધર્મની ઉત્પતી ઇરાન દેશના 'બલખ' શેહરમાં કએ ગુશતાસ્પના વખતમાં થઈ—અને એ ધર્મનો લાવનાર અશો જરતોશ્ત હતો, ઇરાનમાં જરતોશ્તની આગમજ લોકો મજદીયસ્ની ધર્મ પાળતા હતા તેના કાયદામાં લાંબી મુદત જવાને લીધે ફેરફાર થયો અને લોકો અસલ યજદાંપરસ્તી દીનથી વેગળાં

જવાં લાગાં, દેવના માર્ગ ઉપર ચાલવા લાગાં અને બુતપરસ્તી કરવા લાગાં. તે વખતમાં પાક દાદારે અશો જરતોશતને પેગંબર તરીકે મોકલ્યો.

સ૦—પેગંબર જરતોશત ધર્મ લાવ્યા ત્યારથી તે કોણના વખત સુધી ધર્મ આબાદ હાલતમાં રહ્યો ?

જ૦—દારાએ દારાં પાદશાહના વખત સુધી આબાદ હાલતમાં રહ્યો.

સ૦—ત્યાર પછી તેની કેવી અવસ્થા થઇ ?

જ૦—ગ્રીસ દેશનો સીકંદર પાદશાહ ઇરાન ઉપર ચઢી આવ્યો ત્યારથી દીનનાં પુસ્તકોની જાળવણી રહી નહી અને દીનદારોને ઘટતી મદદ મળી નહી તેથી આપણો મજહબ ચઢતી હાલતમાં રહી શકયો નહી.

સ૦—પાદશાહ દારાં પછી આપણા જરતોશતીઓમાં ફેરફાર મત ચાલવા લાગાં તે વેલાએ મોજેજા દેખાડીને દીન ઉપર વીશવાસ કયા દસ્તુરે બેસાડયો હતો ?

જ૦—દસ્તુર અરદાએવીરાફે મોજેજા દેખાડીને દીન ઉપર પાછો વીશવાસ બેસાડયો હતો.

---

## જરતોશ્તી ધર્મમાંથી મળતી નીતી વીશે.

——oo——

સ૦—અવસ્તામાં નેકી અને અશોઇ સાથે કોણનું નામ જોડાયલું છે ?

જ૦—નેકી અને અશોઇ સાથે પાક દાદાર અહુરમજદનું નામ જોડાયલું છે.

સ૦—બદી તથા નાપાકી સાથે કોણનું નામ જોડાયલું છે ?

જ૦—બદી તથા નાપાકી સાથે નાપાક હેરેમનનું નામ આવેછે.

સ૦—કઇ કઇ ખસલતોને આપણે દુર કરવી જોઇએ કે જેથી અંઘ્રમઈન્યુશની પેદાયશનો ઘટાડો થાય અને સ્પેંતોમઈન્યુશની પેદાયશનો વધારો થાય ?

જ૦—બુરા વીચાર, બુરા સખુનો, બુરાં કામો, અદેખાઇ, જુઠાઇ, અગસાઈ, દગો, કીનો કપટ, ગીબત, વિગેરે બીજી સઘલી બદ ખસલતોને તજવી જોઇએ, કે જે ખસલતોથી આપણને તથા પારકાઓને નુકસાન થતું હોય તે અટકે અને તેથી અંઘ્ર મઇન્યુશની પેદાયશનો ઘટાડો અને સ્પેંતા મઇન્યુશની પેદાયશનો વધારો થાય જેથી દાદાર અહુરમજદ રાજી રહી આપણા ઉપર રેહેમ કરેછે.

સ૦—દાદાર અહુરમજદની હજુરમાં હસ્તે મુખે જવા સારૂ કેવાં કામો કરવાં જોઇએ ?

જ૦—દાદાર અહુરમજદની હજુર હસ્તે મુખે જવા સારૂ તેણે ફરમાવેલા સઘળા હુકમોને તાબે રહીને ચાલવું જોઇએ તથા નેકી અને અશોઇને લગતાં કામો કરવાં જોઇએ કે જે વીશે અવસ્તામાં એમ આવે છે કે ઓ ! "અહુરમજદ, અશોઇ કર-

વાથી હું તારી નજદીક પોહોંચું અને તારી દોસ્તીમાં આવું." (૧)

સ૦—જરતોશ્તી ધર્મ પાળનાર માટે જે ત્રણ મુખ્ય ફરમાનો છે તે કયાં?

જ૦—હુમત(મનશ્નની,) હુખ્ત (ગવશ્નની,) હુવરશ્ત (કુનશ્નની) એટલે નેક વીચારવું, નેક બોલવું, અને નેક કામો કરવાં એ ત્રણ મુખ્ય ફરમાનો ઘણાં કીમતી છે. અવસ્તામાં લખ્યું છે કે "નેક વીચાર, નેક બોલવું અને નેક કામોને હું રાખું અને બુરા વીચાર, બુરૂં બોલવું અને બુરાં કામોને હું તજી દઉં." (૨)

સ૦—નેક વીચાર, નેક બોલવું અને નેક કામ કરનારનો મરતબો કેવો છે?

જ૦—ઉપર પ્રમાણેના કામો કરનારને અહુરમજદનો સૌથી સરસ દોસ્ત તરીકે ગણેલો છે અને વળી અવસ્તામાં આવેલું છે કે "તમામ નેક વીચારોથી નેક વચનોથી અને નેક કરણીથી ઓ અહુરમજદ હમે તુને નમીએ છીએ, હમો તારા કરજદાર છીએ અને તે કામોની મારફતે હમો તારી નજદીક પોહોંચીએ." (૩)

સ૦—સારાં કામ કરનારને શું ફાયદો થાય છે?

જ૦—સારાં કામ કરનારને આએ દુન્યામાં તે-

(૧) યજશને હા ૬૦ મો—ફ—૧૨ મો. (૨) યજશને હા. ૧૧ મો. ફ—૧૭ મો. (૩) યજશનેનો હા ૧૩ મો ફ. ૫ મો.

મજ આવતી દુન્યામાં સુખ મેળવવા વીશેની આશા રહે છે અને મીનો યજદાને લગતી યજદાંની શક્તી તેને મદદ કરે છે.

**સ૦**—નેકીના કામો કીધાથી આએ અને પેલી જેહાનમાં શું ફાયદો હાંસલ થાય છે?

**જ૦**—આએ જેહાનમાં નેકી કરવાથી આપણને આ દુન્યાનું સર્વ સુખ મલે છે. સર્વ લોક આપણને ચાહે છે તથા માન આપે છે અને ગુજરવા પછી આવતી મીનોઇ દુન્યામાં સુખ મેળવવાની આશા રહેછે અને હમેશગીનું સુખ ભોગવવાને જે બેહેસ્તનું મકાન બનાવેલું છે તેમાં જવાને શકતીવાન થઇએ છીએ અને ત્યાં ફ્રેશ્તાઓની સંઘાતે ખુશીથી રહેવાને બને છે.

**સ૦**—બેહસ્તમાં કેહેવાં માણસો જઇ શકે છે?

**જ૦**—બેહસ્તનું મકાન અશો માણસોને માટેજ બાંધેલું છે તેમાં કોઇબી પાપી માણસ દાખલ થઈ શકતું નથી.

**સ૦**—સખાવતનાં કામો કરવાથી શું ફાયદો થાયછે?

**જ૦**—સખાવતનાં કામો કરવાથી આપણી કીર્તી આ દુન્યામાં વધે છે અને આવતી દુન્યામાં આપણને મોટો દરજજો મલે છે. વળી આપણે આપણી શકતી પ્રમાણે સખાવત કરીએ છીએ તેથી સખાવતનો લાભ લેનારને કેટલીએક તરેહનો ટેકો થાય છે અને તેની કેટલીએક ગરજ સરે છે અને તે આપણા હકમાં દુઆ માગેછે. ભુખ્યાની ભુખ ભાંજવી અને

નાગાને વસ્ત્રદાન આપવું તથા દર્દીના દુઃખનું નીવારણ કરવું એ સૌથી ઉમદા સખાવત છે. (૧)

**સ૦**—સલાહ સંપજ રાખવાથી શું ફાયદા થાયછે?

**જ૦**—આપણે માથે રાજકરતા તરફ ચાહા બતાવીને તેમજ રાજકરતાએ પોતાની રૈયત ઉપર પ્યાર રાખીને એકેક સાથે સલાહ સંપજથી ચાલવું એ ઉપર રૈયતની તેમજ રાજની સમાધાની અને સલામતી રહે છે. આપણાં માબાપ, ભાઇ બેનો, પડોશીઓ, આપણા જાતભાઈ વગેરે બીજાઓ સાથે હળી મળીને સંપથી ચાલવું જોઇએ. સંપથી કજીઓ કંકાસ દુર હોવાથી આપણને આપણું દરરોજનું કામ કાજ કરવામાં, ભણવા ગણવામાં અને સુખ ચેનમાં ખલલ પડતી નથી. કજીઆથી કરીને આપણું હરેક કામ બગડે છે. માબાપ અને છોકરાં વચ્ચે દુશમની થાય છે. ભાઇ બેહેનથી છુટો પડે છે અને પડોશીઓ સાથે અનબનાવ થાય છે તેથી અરસપરસનું કામ અટકે છે. પક્ષીઓ અને જીવ જતું જેવાં પણ સંપ રાખી હળી મળીને રહે છે. અને આપણે જોઇએ છીએ કે પક્ષીઓ પોતાના નાના માળામાં બધાં સાથે રહીને કજીઓ કરતાં નથી અને હજારો કીડીઓ એક નાનાં દરમાં સાથે રહી હળી મળીને એકેકને દુઃખ દેવા વગર સંપથી રહે છે અને જોકે એ પ્રાણીઓમાં અકલ જેવી શકતી બખશેલી નથી અને આપણ માણસને તો ખોદાતાલાએ અકલ આ-

(૧) પરગરદ ૪ થી ફ. ૪૪ મો.

પીછે માટે આપણે સંપ જાળવી રાખી આપણા મા-બાપ વગેરે સાથે હળીમળીને ચાલવું જોઇએ એમાં ઘણી મોટી નીતી છે.

**સ૦**—મરદોની માફક સ્ત્રીઓને પણ ધર્મની તેમજ દુન્યાની કેળવણી આપવા બાબે જરતોશતી ધ-ર્મમાં કંઇ ફરમાન આવેલું છે?

**જ૦**—હાજી છે; શીખેલી અને ડાહાપણવાળી સ્ત્રીઓની અવસ્તામાં તારીફ ગાયલી છે જેમકે "દા-નાવ, નેક વીચારવાળી, ઘણું નેક બોલનારી, અને નેક કામ કરનારી અશો ઓરતને હમો યાદ કરી-એ છીએ." (૧)

**સ૦**—ઠગાઈ કરવાથી શું સજા થાય છે?

**જ૦**—ઠગાઈ કરનારને આખરે દોજખનું મ-કાન મેળે છે તે વીશે અવસ્તામાં જણાવે છે કે, "જે શખસ અશો માણસોને ઠગે છે તેનું મકાન દોજ-ખમાં થાય છે અને તને માટે નાલાયક અને તાના ભરેલા સખુનો દેવો બોલેછે." (૨) તાના ભરેલા સખુનો તે એ કે દેવો તેને ઉલટો ઠપકો આપીને કહેછે કે તેં અહુરમજદનું નીમક ખાઇને હેરેમનનાં કામો શું કરવા કીધાં?

**સ૦**—કોઈ પાસે લાંચ લેવાય કે?

**જ૦**—નહી; લાંચ લીધાથી કોઇબી કામ આ-પણું અંતઃકરણ ફરમાવે તેમ કરવાને બની શકતું નથી, અને લાંચ લેનારને તેની જીંદગી પછી દોજ-

(૧) ગેવસ્ત્રમગેહ. ફ. ૯મો. (૨) યજશનેહા ૩૧મો ફ. ૨૦મો.

ખનું બુરૂં મકાન મળે છે જે વીશે પાક અવસ્તામાં જણાવે છે કે "જે શખસ પોતાના ઓધાની રૂએ લાંચ લે છે તેનું મકાન બુરૂં દોજખ છે અને તે શખસ આએ દુન્યાંનો નાશ કરનારો છે." (૧)

સ૦—અદેખાઈ કરવી શું ઘટારત છે?

જ૦—નહી; અદેખાઈ કરનાર પોતાના મનમાં હમેશાં બળાપો રાખે છે અને તે કોઇનુંબી સારૂં કામ જોઈ શકતો નથી અને પોતે પોતાની મેહેનતથી ચઢતે દરજજે પોંહોંચવાની કોશેશ કરતો નથી પણ બીજાને કોઇબી રીતે નુકસાન કરીને પોતે વધવાની કોશેશ કરે છે. પણ તેમાં કાંઈ તેનું ફાવતું નથી, અને વળી અદેખાઇ કરવી આપણા મજહબની રૂએ અણઘટતું છે જેમ એક મીનબતી બળવાથી થોડા વખતમાં પોતાની મેળે બળીને ભશમ થાય છે તેમ એક અદેખું આદમી અદેખાઇની આગથી બળી બળીને ખાક થાય છે અને બીજાને નુકસાન કરવા જતાં પોતાનેજ નુકસાન કરે છે.

સ૦—જરતોશ્તી ધર્મમાં અપવાસ (રોજો) કરવાનું ફરમાન છે કે નહી?

જ૦—અપવાસ કરવાની સખત મનાઈ છે કેમકે જો માણસ ભુખું રહે તો તેની શકતી અને ઉલટ ઓછી થાય છે અને આળસાઇ અને નાકવતી વધે છે અને ઉલટ અને શકતી વગર ધર્મનાં તેમજ સંસારનાં કામો થઇ શકતાં નથી અને શરીર નબલું

(૧) યજશને હા ૩૨ મો ફ. ૧૩ મો.

થવાથી તનદોરસ્તી બોગડે છે માટે અપવાસ કરવો એ જરતોશ્તી ધર્મની રૂએ જોતાં અણઘટતુંછે. (૧)

**સ૦**—કોઇ માણસના મરણ થવાથી તેનાં ખેશીઓ ભુખાં રહે છે તે શું વાજબી છે?

**જ૦**—નહી; ઉપર કહેલા કારણને લીધે એવી રીતે ભુખાં રહેવામાં ગુનાહ છે માટે કોઇબી વખતે હરગેજ થઇ ભુખાં રહેવું નહી.

**સ૦**—જો કોઇ જરતોરતી પારકા મજહબની રીત પ્રમાણે ચાલીને માનતા કરે જેમકે દેવ ડેહરાંને પુજે, હરમાનને તેલ ચઢાવે, શીતળા માતાને તેનો કોપ ઉતારવા કંઇ માનતા કરે, 'મોઠમાવલી'ને જભલું ટોપી ચઢાવે તો તે આપણા ધર્મની રૂએ વાજબી છે કે નહી?

**જ૦**—આપણા ધર્મની રૂએ જોતાં તે કાંમ ઘણુંજ ગુનાહ ભરેલું અને કમકમાટ ઉપજાવે એવુંછે કારણ કે તેમ કરવાથી આપણા પવીત્ર મજહબ ઉપરથી એકીન ઉઠાડીને પારકા ધર્મ ઉપર આંપણ વીશવાસ લાવીએ એમ ગણાએ અને વળી આપણા ધર્મમાં તો માત્ર એખલા ખોદાનેજ માનવાનું ફરમાન આવેલું છે. ત્યારે તે સિવાય બીજા કોઇને માનીએ એમાં મોટું પાપ છે માટે દેવ ડેહેરાં પુજવાં નહી અને માનતા કરવી નહી.

**સ૦**—બીજા સાથે અજીથીને ખાવામાં ગુનાહ શું છે?

---

(૧) પરગરદ ૩૭ ફ. ૩૩ મો

જ૦—એમાં ગુનાહ છે એવું કેહેવામાં અશો જરતોશતે ઘણુંજ ડાહાપણ વાપર્યું છે કારણ કે તેમ કરવાથી માણસોની તંદોરસ્તીમાં બીગાડ થાય છે જે વીશે વળી હાલ જમાનેના ફીલસુફ તથા તબીબો પણ અરસપરસ અજીથીને ખાવાની મના કરે છે; કેમકે એકની લબ બીજાંનાં મોંહોડામાં જવાથી નુકસાન થાયછે, તેથી એક માણસને મોંહાડે અજીથાયલું પાણી અથવા ખોરાક બંજો માણસ પીએ યા ખાએ તો તે માણસ નજીસાત ભરેલું છે એટલુંજ નહી પણ તંદોરસ્તીને ઘણું નુકસાનકારક છે.

સ૦—ઉઘાડે માથે અને ઉંઘાડે પગે ફરવાથી શું ગુનાહ છે?

જ૦—એમાં પણ જરતોશતી ધર્મની મોટી ફીલસુફી જણાય છે કારણકે માથાની ખોપરીની અંદ આપાણાં શરીરનો ઘણોજ ઉમદા અને નાજુક ભાગ જે ભેજું તે રહે છે માટે તેને ઠંડી તથા સુરજની ગરમીથી બંચાવવાને ઢાંકણ રાખવું જોઇએ. પગનાં પેહેરણથી બદનને સરદી લાગતી અટકે છે અને હાલનાં તબીબોનું મત છે કે પગમાં પેહેરણ રાખીને તેને ગરમ રાખ્યાથી તંદોરસ્તી રહે છે અને તેથી ઘણાક દરદો દુર થાય છે.

સ૦—ચોખાઇ તથા સુઘડાઇ રાખવાનું કારણ શું?

જ૦—ચોખાઇ રાખવી એ આપણા ધર્મમાં ફરમાવેલા હુકમોમાંનો એક ખાસ હુકમ છે કેમકે ચોખાઇ રાખવાથી જીવને આરામ મળે છે અને તનને

સુખ થાય છે જેમકે જે ઘરમાં કે ઓરડામાં આપણ રેહેતા હોઇએ તેને સફાઈ ભરેલું નહી રાખીએ તો આપણી તંદોરસ્તીને નુકસાન થાયછે તેમજ આપણા આત્માને રેહેવાનું મકાન જે આપણું શરીર છે તેનેબી સાફ અને સ્વચ્છ નહી રાખીએ તો આપણા આત્માને ઈજા થયા વીના રેહેતી નથી.

**સ૦**—મનની ચોખાઇ વાપડવાને શું કરવું જોઇએ ?

**જ૦**—આપણા ધર્મની કેળવણી લઇને તેના મુખ્ય ફરમાન હુમત, હુખ્ત અને હુવરેશ્ત જેમાં સઘલી જાતની નેકી, પવિત્રાઈ, અને નીતી સમાચલી છે તેથી આપણા મનને સ્વચ્છ કરી ચાલવું જોઇએ.

**સ૦**—આતશ તથા પાણીની જાલવણી કરવાની અગત છે કે નહી ?

**જ૦**—ઘણી મોટી અગત છે, કેમકે આતશ આપણું ખાનું પકાવવાના કામમાં આવે છે અને ઠંડીની વખતે આપણને ગરમી આપી સુખ આપેછે અને જે ચીજથી આખી જગતનાં પ્રાણીઓના જીવનો મુખ્ય આધાર છે તે ગરમી છે જે ગરમી આપણને સુરજ તથા આતશમાંથી મળે છે અને આતશ એ ખોદાતાલાની નુરી અને ઉપયોગી ચીજ છે. પાણી પણ એક નુરી ચીજ છે અને જીવને મજબુત આધાર આપનારી ચીજોમાંની એક ઉમદા ચીજ છે અને તેને સ્વચ્છ રાખવાથી માણસની તંદોરસ્તી રહે છે માટે એ ચીજોમાં ગલીચી નહી રહે તેને માટે ખુબ સંભાળ રાખવી જોઇએ.

**સ૦**—આતશ ઉપર ખુશબો મુકવાથી શું ફાયદો થાય છે?

**જ૦**—આતશ ઉપર ખુશબો મુકવાથી હવાની અંદર જે બદબો હોયછે તે દુર થાય છે જેથી તંદોરસ્તી સારી રહેછે. (૧) અને વળી તે ખુશબો મુકનારની ઉપર આતશ કેટલીએક રીતની દોઆ કરે છે કે "તારે ત્યાં ગોસપંદ તથા માણસોનું ટોલું વધે અને તું ખુશી ભરેલી જીંદગીથી જીવે અને તારૂં મન ચાલાક રહે." (૨)

---

## બંદગી વીશેં.

——oo——

**સ૦**—બંદગી એટલે શું?

**જ૦**—આ દુન્યામાં પાક ખોદાતાલાની તાબેદારી તથા તેનાં ફરમાનો પ્રમાણે માણસોએ ચાલવું તથા તેની સ્તુતી અથવા પરસ્તેશ કરવી તેને બંદગી કહેછે.

**સ૦**—બંદગી કોણની કરવી જોઇએ?

**જ૦**—એખલા ખોદાનીજ કરવી જોઇએ.

**સ૦**—પાક ખોદાતાલાની યાદ તથા સ્તુતી કરતી વખતે કઇ ચીજની સનમુખ ઉભા રહીને ભણવું જોઇએ?

**જ૦**—પાક ખોદાતાલાની પેદા કીધેલી ઉમદા

---

(૧) પરગરદ ૮મી ફ૦ ૭૯ તથા ૮૦મો. (૨) યજશને હા ૬૨મો ફ૦ ૧૦મો.

નુરી ચીજો જેવીકે સુરજ, ચંદ્ર, પાણી, આતશ વિગેરેની સનમુખ ઉભા રહેવું કેમકે તે ચીજો આપણી નજર આગલ હોવાથી આપણને ખોદા વીશેના વીચાર આવેછે અને આપણા મન ઉપર સારી અસર થાય છે.

સ૦—જરતોશતની આગમજના ઇરાંનીઓ કેવી રીતે બંદગી કરતા હતા?

જ૦—તેઓ પણ આપણી માફક સુરજ, ચંદ્ર આતશ અને પાણી જેવી નુરી ચીજોની સનમુખ ઉભા રહી બંદગી કરતા હતા.

સ૦—બંદગી કેવી રીતે કરવી જોઇએ?

જ૦—પાક પરવરદેગાર વીશે વીચાર મનમાં રખીને એકાંત જગામાં અથવા દરેમેહર જેવાં પાક મકાનમાં દોવા માગતા હોઇએ એવી રીતે હાથ ઉંચા કરીને અદબથી ખોદાતાલાના પાક કલામો શુદ્ધ ઉચારે ભણવા જોઇએ.

સ૦—બંદગી કરવાથી શું ફાયદો મળે છે?

જ૦—બંદગી કરવાથી ખોદાના ફરમાન બજા લાવીએ છીએ તેથી તે સાહેબ આપણી સઘલી મોરાદો બર લાવે છે અને તન મનની સુખાકારી સાથે આપણને ધનની બખશેશ કરે છે, અને આપણને હરેક તરેહનો ફાયદો કરેછે અને આપણા મુઆ બાદ સૌથી મોટો બદલો ગરોથમાન બેહશ્ત આપે છે.

સ૦—આપણે ખોદાની સ્તુતી અથવા યાદ કઇ જુબાનમાં કરીએ છીએ?

જ૦—અવસ્તા જુબાનમાં.

સ૦—દરરોજ કેટલી વખત બંદગી કરવાની ફ-
રજ છે?

જ૦—દહાડાની પાંચે ગેહમાં બંદગી કરવાની
ફરજ છે.

સ૦—પાંચે ગેહમાં શું શું ભણવું જોઇએ?

જ૦—હાવન ગેહમાં સરોશબાજ, ખુરશેદ તથા
મેહરની નીયાએશ, દાવા વીસ્પહુમત, દાવા નામ-
સેતાયશને, ચારે દીશાનો નમસ્કાર, હાવન ગેહ, અહુ-
રમજદ યશ્ત, અરદીબેહશ્ત યશ્ત અને સરોશ હા-
દોખ્ત એટલું ભણવું જોઇએ. રપીથવન ગેહમાં ખુરશેદ
તથા મેહરની નીયાએશ, રપીથવન ગેહ, અને અરદી-
બેહશ્ત યશ્ત. ઉજીરન ગેહમાં ખુરશેદ મેહરની નીયા-
એશ, ઉજીરન ગેહ અને સરોશ હાદોખ્ત. એવેસુથ્રેમ
ગેહમાં સરોશ બાજ, એવેસુથ્રેમ ગેહ, રાતની સરોશ-
યશ્ત, અને પતેત. ઉશહેન ગેહમાં સરોશબાજ, ઉશહેન
ગેહ, અહુરમજદ યશ્ત અને સરોશ હાદોખ્ત. એ પ્ર-
માણે દરેક ગેહમાં ભણવું જોઇએ.

સ૦—ત્યારે અવસ્તાના બીજા કલામો ઉપલી
ગેહમાં ભણવા કે નહી?

જ૦—અવસ્તાના કોઇબી કલામો દરેક ગેહમાં
ભણે તો કંઇ ગુનાહ નથી એથી ઓર સવાબનો વ-
ધારો થાય છે પણ ઉપર લખેલી બંદગીઓ તો જ-
રૂર ભણવી જોઇએ.

**સ૦**—પાજંદ ભાષામાં કઇ કઇ બંદગીઓ જોડેલી છે?

**જ૦**—નીરંગ કુસ્તી બાંધવાની, નીરંગ આબે-જર લેવાની, દીનનો કલમો, દાવા નામ સેતાયશને, પતેત, તનદોરસ્તી, રોજ નેકનામ અને એ સિવાય બીજી નીરંગો.

**સ૦**—પતેત પાજંદ ભાષામાં છે. ત્યારે અસલ અવસ્તા ભાષાની પતેત કઈ?

**જ૦**—'ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા'નો ફકરો.

**સ૦**—આપણે હાલમાં પતેત ભણીએ છીએ તે શા ઉપરથી બનાવવામાં આવી છે?

**જ૦**—'ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા' ઉપરથી દસ્તુર આદરબાદ મારેસ્પંદ અને તે પછીના બીજા દસ્તુરોએ પાજંદ તથા ફારસી ભાષામાં પતેત જોડેલી છે તેને પતેત પશેમાની તથા પતેત ઈરાની ઇત્યાદી નામો આપેલાં છે.

**સ૦**—અવસ્તા ભાષાની પતેત "ફ્રસ્તુયે હુમતોઇ બ્યસ્ચા" ના ફકરાની સમજ આપો.

**જ૦**—મારા પોતાના નેક વીચાર, નેક સખુન, અને નેક કરણીથી નેક વીચાર નેક સખુનો અને નેક કરણીઓની હું વખાણ કરૂં છું. સઘળા નેક વીચારો, નેક સખુનો, અને નેક કામોને હું અખત્યાર કરૂં. સઘળા બુરા વીચાર, બુરા સખુનો અને બુરી કરણીને હું તજી દઉં. ઓ અમશાસ્પંદો મારા નેક વીચારથી, નેક સખુનોથી, અને નેક કરણીઓથી

અને મારાં ખરાં જીગરથી તમારી સ્તુતી ગાઊં અને તમોને હરદમ યાદ કરૂં અને મારા જાનની તમોને સખાવત કરૂં એટલે જે તમારી ઉપર મારો જાંન ફેદા કરૂં.

---

## સુદરેહ અને કુસ્તી વીશે.

——oo——

સ૦—મજદીયસ્નની જરતોશ્તી દીનની નીશાન શું છે?

જ૦—સુદરેહ અને કુસ્તી.

સ૦—સુદરેહ એટલે શું?

જ૦—વાજબી માર્ગ ઉપર ચાલવાની નીશાન અથવા એનો અર્થ ફાયદા ભરેલો માર્ગ કરીનેબી કરે છે.

સ૦—કુસ્તી એટલે શું?

જ૦—કુસ્તીનો અર્થ અહુરમજદનાં ફરમાનની હદમાં રહીને ચાલવા સારૂ બાંધેલો કમરબંદ.

સ૦—સુદરેહ સફેદ રાખવાનું કારણ શું?

જ૦—જેવો સુદરેહ સફેદ અને સ્વચ્છ છે તેવું આપણું અંતઃકરણ પાક અને સ્વચ્છ રાખવું—જેમ સફેદ સુદરેહ ઉપર કાંઈ ડાઘ પડ્યો હોય તે તરત જ ણાઇ આવેછે તેમ માણસનું અંતઃકરણ પાપી હોયછે તે પણ તરત જણાઇ આવેછે. અને વલી સફેદ પોશાક મજદીયસ્નની દીનની પવીત્રાઇની નીશાની છે તેથી

આપણા દસ્તુર તથા મોબેદાબી પોતાનો હમેશનો પોશાક સઘળો સફેદ રાખે છે.

સ૦—સુદરેહ ઉપર છાતી આગલ જે કોથળીના આકારનું છે તેનું નામ અને મતલબ શું ?

જ૦—એને ગેરેબાન કરીને કહેછે અને તે સુદરેહ પેહેરનારો શખસ મજદીયસ્નની દીન ઉપર ઈમાન રાખનાર છે તે જણાવવાની નીશાની છે અને ગેરેબાનનો અર્થ ઇમાનવાળો કરીનેબી થાય છે.

સ૦—કુસ્તી મેંઢાંનાં ઉણની બાંધવાનું કારણ શું ?

જ૦—તેનું કારણ એકે મેંઢું ગરીબ અને નિર્દોષ પ્રાણી છે માટે તેનાં ઉણની કુસ્તી બાંધ્યાથી દરેક જરતોશ્તી એવું જણાવેછે કે તે ગરીબ ખવાસનો તથા બેગુનાહ રહેવાને બંધાયલો છે.

સ૦—કુસ્તીના તાર કેટલા છે ?

જ૦—બોતેર.

સ૦—તે શાની નીશાની જણાવે છે ?

જ૦—યજશનેના બોતેર હાની નીશાની.

સ૦—કુસ્તીના આંટા કેટલા વાળો છો ?

જ૦—ત્રણ.

સ૦—તે આંટા શું બતાવે છે ?

જ૦—મજદીયસ્નની દીનનો મુખ્ય પાયો જે ત્રણ બોલ હુમત, હુખ્ત, અને હુવરશ્ત છે તેની મીશાલ દેખાડેછે એટલે કુસ્તીના આંટા વીંટાળતાં દરેક જરતોશ્તી વીચારે છે કે નેક વીચારૂં નેક બોલું અને નેક કામ કરૂં.

સ૦—કુસ્તીના ગાંઠ કેટલા અને તેની મતલબ શું છે?

જ૦—ચાર છે, પેહેલો ગાંઠ વાળતાં તે કુસ્તી બાંધનાર ખોદા એકજ છે અને તેના જેવો બીજો કોઇ નથી તે વીશેની પોતાની કબુલાત આપેછે, બીજો ગાંઠ વાળતાં મજદીયસ્નની દીન સાચ્ચીછે અને તે ખોદાતાલાની તરફથી મોકલવામાં આવીછે એવું કબુલ રાખેછે; ત્રીજો ગાંઠ વાળતાં પેગંબર અશો જરતોશ્ત ખોદાનો મોકલેલો બરહક પેગંબર છે તે વીશે અંતઃકરણથી કબુલ રાખેછે અને ચોથો ગાંઠ વાળતાં જ્યાં સુધી તેની જીંદગીછે ત્યાં સુધી તેનાથી જેમ બને તેમ સારાં કામો કરવાની તે કબુલાત આપેછે.

સ૦—કુસ્તી અંદરથી પોકલ રાખવાનું કારણ શું?

જ૦—આ અને પેલી દુન્યા વચેનો તફાવત બતાવે છે.

સ૦—કુસ્તીના લર કેટલા છે અને તે શાની નીશાની છે?

જ૦—બે છે; અને તે વરસના બે ભાગ જે હાવન અને રપીથવન છે તે બતાવેછે.

સ૦—કુસ્તીની લરી કેટલી છે અને તે શું બતાવે છે?

જ૦—છ છે; અને વરસના છ ગહંબારની તે નીશાની છે.

સ૦—કુસ્તી બાંધતી વખતે કઈ તરફ મોહાડું કરવું જોઇએ.

જ૦-કુસ્તી બાંધતી વખતે ખોદાની ઉમદા પેદા કીધેલી ચીજ જે સુરજ તેની તરફ મોહોડું કરવું જોઇએ કારણ કે સુરજની અંદર તે પાક ખોદાતાલાની કુદરતની શકતી હોવાને લીધે પાક અવસ્તામાં તેને અહુરમજદનું બદન તરીકે ગણેલો છે. (૧) જો સુરજ નહી હોય તો રાતને વખતે ચેરાગ, ચંદ્ર અને તારાની સનમુખ ઉભા રહીને કુસ્તી કરવી સજાવાર છે.

સ૦-કેટલાં વરસનાં બચાંને સુદરેહ કુસ્તી પેહરાવવો જોઇએ ?

જ૦-બચાંની સાતમા વરસની ઉમરે સુદરેહ કુસ્તી પેહેરાવવાનું ફરમાન છે.

સ૦-સુદરેહ કુસ્તી પેહેરવાને લાયક થવા સારૂ કેટલા અવસ્તા મોહોડે ભણી જાણવા જોઇએ ?

જ૦-યથા, અષેમ, નીરંગ કુસ્તી બાંધવાની, નીરંગ આબેજર લેવાની, સરોશબાજ, જમવાની અને પીશાબની બાજ, હોરાબામ; ખુરશેદ તથા મેહરની નીયાએશ, પાંચે ગેહ, પનેત, અહુરમજદ યશ્ત, અરદીબેહેશ્ત યશ્ત, સરોશયશ્ત, અને એ વિગેરે બીજી બાબદો જાણે તો વધારે સારૂં.

સ૦-નવજોત એટલે શું ?

જ૦-નવજોત એટલે નવો જોતી અથવા નવો બંદગી કરનાર; કોઇને સુદરેહ કુસ્તી પેહેરાવ્યો તો તે ભલી મજદીયસ્નીની દીનમાં ખોદાની બંદગી કરનાર થાય છે.

---

(૧) યજશને હા ૩૬ મો ફ. ૬ ઠો.

સ૦—જરતોશ્તી ધર્મમાં દાખલ થનાર પોતે કેવી રીતની કબુલાતો આપી દાખલ થાય છે?

જ૦—હું મજદીયસ્ની છું એટલે અહુરમજદને પુજનારો જરતોશ્તના ધર્મને લગતો છું. (મજદીયસ્ની જરતોશ્તી દીનની) તારીફ કરનાર અને તેને કબુલ કરનાર હું છુ. સારા વીચારોની, સાચા સખુનોની અને સારાં કામોની હું તારીફ કરૂં છું. ભલી મજદીયશની દીનની હું તારીફ કરૂં છું, કે જે દીન કજીઆ કંકાસ દુર કરનારી છે, જે દીનની ખુબીઓ એટલી તો ઉત્તમ છે કે તે કબુલ કરાવતાં હથીઆર વાપડી જોરજુલમ પાડવાની ફરજ પડતી નથી, જે દીન ખોદા સાથનો તથા માણસોમાં અરસપરસનો સંબંધ વધારનારી અને પવિત્ર છે, જે દીન બીજી દીનો જે હાલ છે અને જે હવે પછી થશે તેના કરતાં ઘણીજ ખુબીવંતી, ઘણીજ ભલી અને ઘણીજ નેક છે કે જે દીન અહુરમજદ અને જરતોશ્તને લગતી છે. સઘલી સારી ચીજો મને અહુરમજદ તરફથી મલે છે એવું હું કબુલ કરૂં છું. માજદીયસ્ની દીનની આવી રીતે હમેશાં વખાણ થાઓ.

સ૦—જરતોશ્તી ધર્મનીઅંદર દાખલ થનાર બચ્ચાં ઉપર શું શું ક્રિયા કરવામાં આવેછે?

જ૦—યોજદાથ્રગર મોબેદ પેહેલાં નહાન નહવાડે છે તે વખતે "હઓમનેપાત" યાને દાડમનાં ઝાડની પાંદડી બાજ ધરાવીને ચવડાવે છે અને તેનો રસ પીને તે પાંદડી થુકી નાખવામાં આવેછે. પછી નીરંગદીન

નામની ક્રિયાથી તૈયાર કીધેલો નીરંગ ત્રણ વખત એવી રીતની કબુલાત સાથે પાયછે કે, આ એ નીરંગ-દીન હું મારાં બદન અને આત્માની પાકીને સારૂ પીઊંછું; પછી બાજ મુકાવીને પતેત ભણાવેછે. ત્યારે પછી કપડાં કઢાવીને બદન ઉપર નીરંગ ચોપડાવી ચોખાં પાણીથી નહવાડે છે અને પછી એક બેઠક કીધેલી હોય છે ત્યાં બેસાડે છે. પછી દસ્તુર તથા મોબેદ જે નવજોતની મજલેસમાં આવ્યા હોય છે તેઓ સુદરેહ પેહેરનારની સાથે એક પતેત ભણેછે. તે વખતે સુદરેહ પેહેરનારના ડાબા હાથમાં સુદરેહ પકડાવી રાખેછે. પછી સુદરેહ પેહેરાવનાર દસ્તુર અથવા મોબેદ ઉઠીને તે બાલકને દીનનો કલમો ભણાવીને મજદીયસ્ની જરતોશતી દીન સાચી છે તે વીશે તેને કબુલાત કરાવી સુદરેહ પેહેરાવેછે, અને તેની ઉપર કુસ્તી બાંધેછે, જે વખતે કુસ્તી બાંધનાર દસ્તુર અથવા મોબેદ તે બચ્ચાંના હાથ સાથે પેવન્દ પકડીને કુસ્તી હાથમાં રાખી પેહેલાં પાક દાદારની હજુરમાં સ્તુતી કરવા સાથે તે સાહેબની બંદગી કરવા અને હેરેમનને તોડવા સારૂ તેની તરફથી એક જોતી એટલે બંદગી કરનાર બનાવેછે તે વીશેનું વર્ણન કરેછે. ત્યાર પછી અહુરમજદની ખશનુમનને યાદ કરીને નીરંગ કુસ્તી બાંધવાની સુદરેહ પેહેરનાર સાથે ભણી જાયછે અને તેની ઘટતી ક્રિયા કરીને કુસ્તી બાંધેછે પછી તે બાલકને બેસાડીને નવજોત કરનાર હોશબામ પઢેછે અને પછી નાલીઅરની કાતરી તથા દાડ-

મના દાણા તે બરશ્માં ઉપર નાખતાં તેને કેટલીએક દાવા કરેછે કે જેને 'તંદારસ્તી' કહેછે, ત્યાર પછી તે ક્રિયા ખલાસ થાય છે.

---

## ગહંબાર, આથા, ગેહ અને જશન વીશે.

——oo——

સ૦—ગહંબાર બોલનો અર્થ શું ?

જ૦—સઘળા જરતોશ્તીઓને એક જગાએ એકઠા મળીને બંદગી કરવાનો વખત.

સ૦—ગહંબાર કરવાનું કારણ શું ?

જ૦—આખાં વરસમાં રૂતુઓનો ફેરફાર થાય છે તે દરેક રૂતુની શરૂઆતમાં જગતના બનાવનારનો આભાર માનવાને ખુશાલીનાં જશનો કરવામાં આવેછે.

સ૦—ગહંબાર કેટલા છે ? તેઓના નામ દેઓ,

જ૦—ગંહુબાર ૭ છે, પેહલો **મેદીઓજરેમ**, બીજો **મેદીઓશેમ**, ત્રીજો **પેતેશેમ**, ચોથો **અયાથરેમ**, પાંચમો **મેદીયારેમ**, છઠો **હમસ્પેથમેદેમ**.

સ૦—એ ૭ ગહંબારનાં નાંમોનો અર્થ શું થાયછે?

જ૦—**મેદીઓજરેમ** એટલે "ભર વસંત રૂતુનો વખત"; **મેદીઓશેમ** એટલે "ભર ઉનાળાનો વખત" **પેતેશેમ** એટલે "અનાજની વાવણીનો વખત"; **અયાથરેમ** એટલે "અનાજની કાપણીનો વખત";

**મેદીયારેમ** એટલે "વરસાદનો અથવા ધંધા રોજગારથી ફરસુદનો વખત"; **હમસ્પેથમેદમ** એટલે "વરસને પુરૂં કરનારો વખત અથવા રાત અને દહાડો સરખો થવાનો વખત."

સ૦—દરેક ગહંબારના દીવસો કેટલા તથા કયા મહીનાના કયા દહાડાથી શરૂ થાય છે?

જ૦—દરેક ગહંબારના દીવસ પાંચ છે. **મેદીઓજરેમ** ગહંબાર અરદીબેહશ્ત મહીનાના ખોરશેદ રોજે શરૂ થાય છે અને દેપમેહર રોજે આખર થાય છે.

**મેદીઓશેમ** તીર મહીનાના ખોરશેદ રોજથી તે દેપમેહર રોજ સુધી

**પતેશેમ** શેહરેવર મહીનાને આશતાદ રોજથી તે અનેરાન રોજ સુધી.

**અયાથરેમ** મેહર મહીનાના આશતાદ રોજથી તે અનેરાન રોજ સુધી.

**મેદીયારેમ** દએ મહીનાના મેહર રોજથી તે બેહરાંમ રોજ સુધી.

**હમસ્પેથમેદમ** વરસની આખેરીએ અસ્પંદારમદ મહીનો પુરો થવા પછી ગાઠાના પાંચ દહાડાઓની સાથે આવેછે.

સ૦—એ છ ગહંબારમાં ખોદાતાલાએ શું શું પેદા કીધું?

જ૦—પેહેલામાં આસ્માન, બીજામાં પાણી, ત્રીજામાં જમીન, ચોથામાં ઝાડ પાન, પાંચમામાં જનાવરો અને છઠામાં માણસો.

**સ૦**—શું ગહુંબારમાં જરૂર સામેલ થવું જોઇએ?

**જ૦**—દરેક જણે પોતાની બનતી કોશેશથી ગહુંબારમાં સામેલ થવું જોઇએ કેમકે, ખોદાતાલાએ તે વખતે જે વસ્તુઓ માણસ જાતને સારૂ પેદા કીધીછે તે વીશે તેનો આભાર માનવા સારૂ જરથોશ્તીઓને સામેલ થવાની ફરજછે અને તેમ નહી કરવાથી તેઓ નીમક હરામ થાયછે.

**સ૦**—ગાથા એટલે શું?

**જ૦**—વરસની આખેરીએ આફતાબની ચાલની **ફસરથી વધેલા** દીવસો, અને તે દીવસોને પાક અવસ્તામાં ગાથા વાણીને નામે ઓળખાતા કવિતારૂપી જે અવસ્તાછે તે ઉપરથી નામો આપવામાં આવેલાંછે.

**સ૦**—ગાથા કેટલા છે? તેઓનાં નામ આપો.

**જ૦**—પાંચછે; **અહુનવદ, ઓશ્તુઅદ, સ્પેંતોમદ, વોહુક્ષથ્ર** અને **વહીશતોયશ્ત.**

**સ૦**—ગેહે એટલે શું? તે કેટલીછે તેનાં નામ આપો.

**જ૦**—ગેહ એટલે દીવસના જે ભાગો કરેલાછે તે, અને તે પાંચછે. તેઓનાં નામ—**હાવન, રપીથવન, ઊજીરન, અવેસુથ્રેમ,** અને **ઉશહેન.**

**સ૦**—ઉપલી ગેહોનો વખત કીયોછે?

**જ૦**—સવારે સુરજની રોશની પડવા પછીથી તે બપોરે બાર વાગા સુધી હાવન ગેહ. બપોરના બારથી તે ત્રણ વાગા શુધી ફરવરદીન મહીના અહુરમજદ રોજથી તે મેહેર મહીનાના અનેરાન રોજ સુધી સાત

મહીના રપીથવન અને આવાં મહીનાના અહુરમજ્દ રોજથી તે વહીશ્તોયશ્ત ગાથા સુધી બીજી હાવન; ત્રણ થી તે સાંજે સુરજ અસ્ત પામે તથા ઝઝકલું રહે ત્યાં સુધી ઊજીરણ; તારા દેખાય ત્યારથી તે રાતે બાર વાગ્યા સુધી એવેસ્રુથ્રેમ; અને રાતે બાર વાગેથી તે સવાર સુધી ઉશાહેન ગેહ.

સ૦—જશન એટલે શું ?

જ૦—પાક દાદાર અને તેના પેદા કીધેલા યજદ અમશાસ્પંદોની આરાધના કરવાના દીવસને જશન કરીને કહેછે.

સ૦—આખાં વરસમાં કેટલાં જશનો છે ?

જ૦—બાર જશનો છે એટલે કે દરેક મહીનાનાં નામ વાંલો જે રોજ આવે તે દહાડે જશન કરવામાં આવે છે.

સ૦—ઇરાનમાં કયાં મુખ્ય જશનો વખણાયલાં હતાં ?

જ૦—મેહેરગાંન, અરદીસુર અને આદરગાંનનું જશન.

સ૦—જમશેદી નોરોજ વીશે તમે જે જાણતાં હેવો તે કહો.

જ૦—પૃથ્વી સુરજની આસપાસ ફરેછે અને તેમ ફરવાથી સુરજ આખાં વરસનો ફેરાવો લેતાં દર મહીને આસ્માન ઉપરની જગાઓ બદલતો બદલતો જુદી જુદી જગાઓ ઉપર આવેછે જે જગાઓને બરૂજ અથવા રાશી કરીને નામ આપેલું છે. તે રાશી બારછે.

એકેકી રાશીમાં સુરજ એક મહીનો અથવા તેથી સેહેજ વખત વધારે અથવા ઓછો રહેછે અને ફરીને પાછો પેહેલી મેશ રાશીમાં જે દીવસે આવેછે તે દીવસે રાત અને દહાડો સરખો થાયછે, તે દીવસ ફરવરદીન મહીનો અને અહુરમજદ રોજે આવેછે. એ દીવસે આપણા લોકો મોટું જશન કરે છે તેનું કારણ એકે એ રેવાજ પાદશાહ જમશેદે પોતાના વખતમાં દાખલ કીધો હતો એ દાહાડે નવાં વરસની શરૂઆત થાયછે તેથી કુદરતી દેખાવ ઘણો રળીઆમણો થાયછે કારણ કે તે વખતે વસંત રૂતુ બેસેછે અને ઝાડપાનો નવાં પાંદડાંથી ખીલેલાં થાયછે અને પક્ષીઓ પોતાનું ગાયન કરવા માંડેછે. એ દીવસે પાદશાહ જમશેદ ગાદીનશીન થયો હતો અને તે દીવસને વરસનો નવો દહાડો ગણીને તેણે પોતાની રૈયત સાથે એક મોટું જશન કીધું હતું. તે જશન ઘણું નામીચું હોવાથી છેક તેના વખતથી તે આજ તુલીક આપણ જરથોસ્તીઓ કરતા આવ્યા છીએ. એ દીવસે પાદશાહ જમશેદે ઘણી સખાવતો કીધી હતી, ગુનેહગારોને માફી બખશીને તેઓને છુટા કીધા હતા, અને લોકોને ખોરાક પાણી અને પોશાકો જથાબંધ વેહેંચ્યાં હતાં. અને પાદશાહ જમશેદે પોતાની રૈયતની સાથે એ દીવસ ઘણી ખુશી ખુશાલીમાં કાઢયો હતો તેથી એ દીવસના જશનને દીને આપણેબી ખુશી ખુશાલીમાં રેહેવું જોઇએ.

**સ૦**—ત્યારે એ નોરોજ ફરવરદીન મહીના અને અહુરમજદ રોજે નથી પડતો તેનું કારણ શું?

**જ૦**—તેનું કારણ એ કે આપણી હકુમત હતી ત્યાં સુધી આફ્તાબની ચાલના કસરના વખતને ગણ્ત્રીમાં લેતા હતા તે ચાલ આપણા ટોલામાંથી પાછ્લથી નીકળી જવાને લીધે એ ફરક પડયો છે.

**સ૦**—આફ્તાબની ચાલનો કસરનો વખત એટલે શું?

**જ૦**—આફ્તાબ યાને સુરજ પોતાનું વરસ દહાડાનું ફરવું બારે રાશીમાં બરોબર ૩૬૫ દહાડા પાંચ કલાક, ૪૮ મીનીટ અને ૪૫ સેકંડે પુરૂં કરી રહે છે અને મેશ રાશીમાંથી નીકલેલો બારે રાશી પુરી કરીને પાછો મેશ રાશીમાં આવતાં તેને ઉપર જણાવેલો વખત થાયછે જેને આફ્તાબી વરસ કહેછે. પણ આપણા રોજ માહની ગણત્રી પ્રમાણે દર માસના તીસ રોજ લેખે ૩૬૦ દીવસ થાયછે અને તેમાં ગાથાના વધારાના પાંચ દીવસો ઉમેરતાં ૩૬૫ દીવસનું વરસ આપણે હાલ ઘણાએક વરસ થયાં ગણતા આવ્યા છીએ તેથી દર વરસે પાંચ કલાક ૪૮ મીનીટ તથા ૪૫ સેકંડની કસર ગણત્રીમાં નહી લેવાથી કેટલીક મુદતનો ફેર પડી ગયો છે.

---

# માણસની ફરજો તથા તેના ગુજરવા પછીની હાલત વીશે.

——oo——

**સ૦**—માણસની મુખ્ય ફરજો શું છે?

**જ૦**—પેહેલી ફરજ ખોદા તરફની, બીજી માબાપ તથા ભાઇબિંધો તરફની અને તીજી પોતા તરફની.

**સ૦**—ખોદા તરફની ફરજો શું શું છે?

**જ૦**—તે પાક કીરતારે માણસને સારૂ દુન્યામાં અનેક ચીજો પેદા કીધીછે અને માણસ તે સઘલી ચીજોને ઉપયોગમાં લાવી તેનો ભોગવટો કરેછે તેના ઉપકારના બદલામાં ખોદાતાલાની દરરોજ બંદગી, સ્તુત અને યાદ કરવી અને તે સાહેબનો ડર રાખી આ દુન્યામાં ચાલવું સજાવાર છે.

**સ૦**—તે સાહેબનો ઉપકાર દર રોજ કેવી રીતે માંનશો?

**જ૦**—દર રોજ બીછાનાં ઉપરથી ઉઠતી વખત પાક પરવરદેગારનું તથાં અશો જરતોશતનું નામ લેવું. તે સાહેબે આપણને આખી રાત આજાર અને દુ:ખોથી સંભાળીને આપણને પાછાં જીવતાં ઉઠાડીને ખોરશીદની રોશની પાછી બખશી અને તે રોશનીથી દુન્યા ઉપરની સઘળી ખરાબ હવા અને રોગો કાઢી નાખી આપણને બીજો નવો દીવસ બખશીઓ તે માટે તે સાહેબને યાદ કરવો.

સ૦—એ ફરજ અદા કીધા પછી બીજું શું કરવું ?

જ૦—ત્યાર પછી નાહી ધોઇને આપણાં અંગને પવિત્ર કરવું અને એકાંત જગામાં બેસીને ખોદાની તારીફ કરવા સારૂ દર રોજ બંદગીમાં ગુતાવું જોઈએ અને પછી આપણા ગુજરાનને માટે ઉદ્યમ અને ધંધો રોજગાર કરવો અને પછી પાછા બીછાને જતી વખતે આપણા પેદા કરનાર સાહેબને યાદ કરવો અને આપણાં કામમાં મદદ કરી તેણે આપણું ગુજરાન કીધું અને રાતના ખોઆબ જેવી આસાએશ આપી માટે તેનો આભાર માની તેનું નામ દઇ ખાબ કરવો.

સ૦—માબાપ, ઉસ્તાદ તથા બુજોર્ગોની તરફ તમારી શું ફરજ છે ?

જ૦—આપણા માબાપે આપણને જન્મ આપી આપણનું પાલણ પોષણ કરીને અને હરેક રીતની આપણી જતન કરવામાં તરેહ તરેહનાં દુઃખો ખમીને આપણને મોટાં કીધાં અને ઉસ્તાદે આપણને કેળવણી આપી જ્ઞાન આપ્યું માટે તેઓનો આભાર માનીને તેઓ જે સારી શીખામણો દે તે ઉપર ધ્યાન આપીને ચાલવું અને જે કંઈબી હુકમ ફરમાવે તે હુકમને તાબે થઇ તેઓને હંમેશાં માન આપતા રહેવું અને આપણાથી બુજોર્ગ આદમીને નમીને ચાલવું કેમકે ખોદા તેમાં રાજી રહે છે અને તેના પવિત્ર કાયદાને માન આપ્યા જેવું છે. આપણે જો આપણા માબાપને માન આપીએ અને તેઓના હુ-

કમ પ્રમાણે ચાલીએ તો જયારે આપણે મોટાં થઈ આપણાં છોકરાંઓનાં માબાપ થઇએ ત્યારે આપણાં છોકરાંઓ આપણનેબી માન આપી આપણા હુકમ-ને તાબે થાય. દાદાર અહુરમજદ ફરમાવે છે કે જે કોઈ પોતાનાં માબાપને રાજી રાખે તેણે મને ખુશી કીધા બરોબર છે પણ જો કોઇ પોતાનાં માબાપને નાફરમાન થઇને દુઃખ દે અને દલગીર કરે તો મને દલગીર કરવા અને દુઃખ દેવા બરોબર છે.

**સ૦**—તમારા પોતાના ધર્મ તરફ કેવી ફરજ અદા કરશો ?

**જ૦**—આપણી માજદીયસ્ની દીન ઘણીજ ઉત્તમ છે. અશો જરતોશ્તે એ દીનની જગેજગ ઘણી-જ તારીફ ગાઇછે અને એ દીન પાલનારને જરતો-શ્તે પોતાનો ખરો દોસ્ત ગણ્યોછે અને ખોદાતાલા પણ એ દીન ઉપર ચુસ્ત રહેનારને અશો નર ગણેછે. વલી એ પવિત્ર દીનમાં ખોદાતાલાની મહા શક્તીનું ઘણું બયાન આવેલુંછે અને કુદરતના ખે-લનું જ્ઞાન પણ એ દીનની મારફતે આપણે ઘણું મેલવ્યે છીએ માટે એ જરતોશ્તી દીન ઉપર એકીન રાખીને તેનેજ વલગી રહેવું અને બીજા ધર્મ ઉપર એતેકાદ રાખવો નહી, પણ જરતોશ્તી દીનનો હમેશાં ફેલાવો કરવાનો કોશેશ કરતાં રહેવું એ ઘણી મોટી ફરજ છે.

**સ૦**—આપણા ભાઇબંધો તરફની શું શું ફરજ છે ?

**જ૦**—આપણા મજહબની રૂએ માણસ જાતની ફરજ છે કે પોતાનું ભલું કરવા સાથે પારકાનુંબી ભલું કરવું અને આપણા ભાઇબંધોનું સારૂં ચાહવું તેઓને મદદ કરવી, તેઓને કેલવણી આપવી, તેઓને રોજીનો માર્ગ શોધી આપવો, બદ રાહ ઉપર ચાલતા હોય ત્યાંથી ખસેડીને સારા માર્ગ ઉપર લાવવા, અને અનેક તરેહના બીજા ફાયદા કરી આપવા કેમકે આપણા ધર્મમાં ફરમાવેલું છે કે અગર જો સારી ચાલનાં માણસો પઇસા શોધતા આવે (યાને પઇસા માગવાની ખાહેશથી આવે.) અથવા અકલ શોધતા (યાને શીખવાની ખાહેશ રાખતા) આવે તો તેઓને પઇસા તથા કેલવણી આપવી; (૧) એની મુખ્ય મતલબ એજ કે જો આપણો કોઇબી ભાઇબંધ તંગીમાં આવી પડયો હોય તો તેને આપણાથી જેમ બને તેમ મદદ કરીને સુખ આપવું જોઇએ.

**સ૦**—આપણી પોતા તરફની ફરજો શું છે?

**જ૦**—આપણે પોતે પોતાનાં શરીરની સંભાલ રાખવી. આપણી તંદોરસ્તીને સારૂ જે ઉપાય લેવા ઘટે તે ઉપર ધ્યાન આપતાં રહેવું, લોકોમાં આપણી આબરૂ યજત રહે તેમ કરતાં રહેવું, આપણાં મરણ બાદ આપણું નામ કાયમ રહે તે માટે કીર્તિ ભરેલાં કામો કરવાની કોશેશ કરતાં રહેવું.

**સ૦**—બીજી આપણુ પોતા તરફની ફરજો કઇ કઇ છે?

---

(૧) પરગરદ ૪થી. ૫. ૪૪ મો.

૪૦—સાચ્ચું બોલવું—જુઠાંને—ધિક્કારવું—

આપણી ફરજોમાંની એક અગતની ફરજ સચ્ચાઇની તરફેન કરવાનીછે. આપણે સચ્ચાઇથી ચાલયે તો ખોદા આપણા ઉપર ખુશ થઇ આપણને લાંબી જીંદગી, રોજી અને સુખ આપેછે. સાચ્ચું બોલવાથી આપણાં મા બાપનું હેત આપણા ઉપર વધે છે, આપણી આસપાસનાં લોક આપણને ચાહેછે અને દરેક ઠેકાણે સાચ્ચું બોલનારની તારીફ ગવાયછે. તેની બધે ઠેકાણે કીર્તિ પસરી રહેછે અને જયાંબી તે જાય છે ત્યાં ફતેહ પામેછે. સાચ્ચાં માણસની ઉપર કોઇ ખરાબ ઈરાદાથી ફાવી શકતું નથી અને ખોદા હમેશાં તેની તરફેનમાં રહીને કશી વાતે તેને અડચણ કે દુઃખ થવા દેતો નથી પણ તેનો દરજજો ઘણો સરસ કરે છે.

એથી ઉલટું જુઠા સખુનો બોલનારની હાની થાયછે. ખોદા તેના ઉપર મેહરબાંન થતો નથી અને તે માણસ ઉપર કોઇ વિશ્વાસ રાખતું નથી તેથી તે જુઠું બોલનાર બધાંઓથી ધિક્કાર પામેછે અને એખલો પડી જાયછે અને જયાંબી જાયછે ત્યાં તે ફજેત અને બેહુરમત થાયછે અને એમ થવાથી દુન્યાથી રદ થાયછે માટે જુઠાંને દુર કરવું અને સચ્ચાઇની હમેશાં તરફેન કરવામાં આપણી અગતની ફરજ જાણવી.

આપણ પોતા તરફની બીજી ફરજ આપણા મનને કેલવણી આપવાની છે. આપણા પાક ધર્મમાં કેલવણા લેવાનું મોટું ફરમાન છે માટે આપણે વિદ્યા હાંસેલ કરવી ઘટારત છે, કેલવણી લીધાથી માણસ સા-

રાં નરસાંનો વિચાર સેહેલથી કરી શકેછે. કેલવણી હાંસેલ કીધાથી આપણી દરેક જાતની ફરજ બજાવવા શીખ્યે છીએ. એ ગુણથી કરીને આપણે આપણા પેદા કરનાર સાહેબનું જ્ઞાન મેલવ્યે છીએ. તેની શકતી અને ખુબીઓની વખાણ કરવાને આપણને સવલ પડે છે. દુન્યાદારીનાં કામ કરવામાં અને પ્રસિદ્ધ માણસ થવાને આપણું શકતીવાન થયે છીએ. કેલવણીના ગુણથી આપણા ખોદા, માબાપ, ભાઇબંધ, સગાં અને જાતભાઇ તરફ કેમ વરતવું યાને દુન્યામા નીતિથી કેમ ચાલવું તે સઘલું જાણ્યે છીએ, માટે કેલવણી હાંસેલ કરવી એ આપણી જરૂરની ફરજ છે.

**સ૦**—એ સિવાય કોઇ બીજી ફરજો તમોને યાદ છે?

**જ૦**—બીજી ઘણીએક ફરજો આપણને અદા કરવી છે જેવી કે—આપણાં દેશ તથા રાજ કર્તા તરફની, ખેતીવાડીનો વધારો કરી દેશની આબાદાની કરવાની ધર્મનો ફેલાવો કરવાની, નીતિ ફેલાવવાની, સખાવત કરવી, દરદીઓનાં દરદ ટાલવાં, પરોપકારનાં કામો કરવાં, નાગાં ભુખ્યાંને અન્ન વસ્ત્ર આપવાં, કોઇનો જાન બંચાવવો, ઉદ્યોગ કરવો, સારા વિચારને વલગી રહેવું, દયા બતાવવી, સારી આબરૂ મેલવી મખ્યાત થવું, મંડલીને તથા દુન્યાને અગતના થઇ પડવું, સારાં કામોમાં ભાગ લેવો, ચોરી કરવી નહી, નીંદા અને ચાડી ચુગલી કરવી નહી, કોઇને દુઃખ દેવું નહી, જુલમ ગુજારવો નહી, કુસંગત છોડી

દવી, અભીમાન મગરૂરી કે અહંકાર કરવો નહી, નઠારી ટેવ છોડવી, અને એ સિવાય બીજા જે અવગુણો હોય તે દુર કરી સદગુણોથી વરતવાની બીજી ઘણીક ફરજો છે.

સ૦—માણસ ગુજરવા પછી તેના જીવનું શું થાય છે અને તે કયાં જાયછે તે વીશે ટુક સાર કહી જાઓ ?

જ૦—માણુસના મરી જવા પછી તેનો જીવ ત્રણ રાત સુધી જયાં તેનાં બદનને ઘરમાં મુકયું હોય ત્યાં તેના માથાં તરફની જગા આગલ રહેછે. જો તે માણસ અશો હોયછે તો તેનો જીવ ઘણો ખુશ રહેછે અને તેને કશી વાતની ફીકર રહેતી નથી પણ જો તે પાપી હોયછે તો તે ઘણો બીહે છે અને ફીકર કરેછે કે હવે હું કયાં જવશ, મારૂં શું થશે, મને જો પાછો જીવતો કરે તો હવેથી ઘણાં સારાં કામો કરૂં એવા એવા વિચાર તેને આવે છે; અને ત્રીજી રાતની બામદાદે ચીનવદ પુલ નામનો બેહશ્તમાં જવાનો માર્ગ લેછે. જો ગુજરનાર શખસ અશો હોયછે તો તેને એક ઘણોજ ખુશબોદાર પવન આવેછે કે જેવો પવન તેણે આ દુન્યામાં કદી દમમાં નહી લીધેલો હોય. અને પછી એક કુમારી કન્યાના આકારમાં ઘણીજ ખુબસુરત ઓરત તેની નજદીક આવેછે અને પેલાં રવાનને કહેછે કે તેં તનોમંદ દુન્યામાં જેવી કરણી કીધી હતી તેના નમુનાનો આએ દેખાવ છે. પછી તેનો ઇનસાફ થાયછે અને તે ખુબસુરત ઓરત તેને આગલ ચલાવીને લઇ જાયછે તે વખતે ચીનવત પુલ ઘણો પોહોલો થાયછે જેથી પેલું

રવાન સેહેલથી તેના ઉપરથી પસાર થાયછે, પછી બેહમન અમશાસ્પંદ સુણેરી તખત ઉપરથી ઉઠીને આદરમાન આપી સામે લેવા આવેછે અને તેને મુબારકબાદી આપતાં કહેછે કે તનોમંદ દુન્યામાં ઘણીક લાલચ અને પાપી કામોને હઠાવીને તમો આએ મીનોઇ જેહાંનમાં આવ્યા તો તમારાં ધનભાગ્ય! ત્યાર પછી તેને અહુરમજદની નજદીક લઈ જાયછે જયાં ગુજરી ગયલાં અશો માણસોના જીવ રહેછે અને ત્યાં તેને અમૃતનું પ્યાલું પાયછે, અને તે બેહુશ્તમાં ઘણાં સુખ સાથે આસાએશ ભોગવેછે.——

જો ગુજરનાર માણસ પાપી હોય છે તો તેના હકમાં એથી ઉલટુજ થાયછે. જયારે તેનો જીવ ત્રીજી રાતની બામદાદે ચીનવત પુલ ઉપર જાયછે ત્યારે તેને ઘણોજ ગંધાતો પવન આવેછે જે તેનાંથી ખમાઇ શકાતો નથી અને પછી એક ઘણીજ બદ સુરત ઓરત—ખુંધી, લુલી, લંગડી ઇત્યાદી એબોથી ભરેલી—તેની સનમુખ આવેછે અને પેલાં પાપી માણસને કહેછે કે તેં તનોમંદ દુન્યામાં જે પાપી કરમો કીધાં તેના નમુનાનો આ દેખાવ છે. પછી તેનો ઇનસાફ થાયછે અને ચીનવત પુલ એટલો તો છરીની ધાર જેવો બારીક થાયછે કે તે ઉપર તેનાથી ચલાતું નથી અને ત્યાંથી તે દોજખમાં ટુટી પડેછે જયાં તેને લોહી તથા પરૂનું પ્યાલું પાય છે અને દોજખનો સરદાર જે હેરેમન તે તેને ઉલટો ઠપકો આપેછે કે તેં અહુરમજદની રોટલી નીમક ખાઇને હમારી તર-

ફેણનું કામ શું કરવા કીધું? ત્યાર પછી હમેશ સુધી દોજખના અંધારા ગારમાં તે રવાન દુ:ખ ભોગવતું રહે છે અને એક દીવસ ગુજરેછે તે એટલો તો કંટાલા ભરેલો અને લાંબો લાગેછે કે જાણે સતાવન વરસ ગુજરીઆં હોય. એ વિગેરે બીજાં ઘણાએક દુ:ખો તેને ખમવાં પડેછે. (૧)

૩૯—માણસના ગુજરવા પછી તેનાં સગાં વહાલાં રડે તો આપણા ધર્મ પ્રમાણે તે ગુનાહ ભરેલું છે કે નહી? અને ગુનાહ ભરેલું છે એવું તમારા ધ્યાનમાં આવે છે કે નહી?

૪૦—જો રડે તો બેશક ગુનાહ લાગે અને આપણી સાધારણ અકલે વિચારતાં માનવામાં પણ આવેછે કેમકે ખોદાતાલાએ તેને પેદા કીધું અને તેણેજ તેને પાછું બોલાવી લીધું તેથી આપણને રડવું ઘટારત નથી. જો કે માણસોને ઘણો વખત સુધી તેની સાથે રહેવાથી તેના તરફ પ્યાર દોડેછે અને તેના જવાથી દલગીરી ઉત્પંન થાય છે તેથી સબુરી થઇ શકતી નથી એ ખરૂં છે, તોપણ રડવું ઘણું નામુનાસેબ છે. કારણ કે જે જગોએ બેસીને રૂદન કરેછે તે જગા અથવા મકાનની અંદર યજદ અમશાસ્પંદોનું આવવું જવું કમ થાયછે તેથી તે મકાનમાં વસનારાં આદમીઓનાં સુખનો ઘટાડો અને દુ:ખમાં વધારો થાય છે. (૨)

(૧) યશત ફ્રેગમેંટ ફ૦ ૧ થી તે ૩૮ સુધી તથા પેહલવી વીરાફનામું (૨) ૫રગરદ ૬ ૭ ૫૦ ,૧૧ મો.

# જરતોશ્તી ધર્મને લગતાં પુસ્તકો વીશે.

——oo——

**સ૦**—અવસ્તાનાં પુસ્તકો આગમજ કેટલાં હતાં?

**જ૦**—એકવીસ અને તેને એકવીસ નુસ્કને નામે સર્વ કોઇ ઓલખતા હતા અને ઓલખે છે.

**સ૦**—એ પુસ્તકોના નામ શા ઉપરથી રાખ્યાં હતાં અને ત કયાં નામો છે?

**જ૦**—યથાઅહુવૈર્યોના એકવીસ બોલો ઉપરથી એ પુસ્તકોનાં નામો રાખ્યાં હતાં જેવાં કે—યથા; અહુ; વૈર્યો; અથા; રતુશ્; અશાત્; ચીત્; હચા; વંઘેઉશ્; દજદા; મનંઘો; શ્કયોથ્નનામ્; અંઘેઉશ્; મજદાઇ; ક્ષથ્રમચા; અહુરાઇ; આ; યિમ્; દ્રેગુબ્યો; દદત્; વાસ્તારેમ્.

**સ૦**—એ એકવીસ નુસ્કના કેટલા ભાગ કીધા હતા?

**જ૦**—ત્રણ ભાગ; સાત પુસ્તક બંઘે દુન્યાની બાબદો વીશે, સાત પુસ્તકો ધર્મને લગતાં, અને સાત રાજદવારી બાબદ તથા વિદ્યા હુનરને લગતાં હતાં.

**સ૦**—એ બધાં પુસ્તકો હાલ આપણી પાસે છે?

**જ૦**—તે સઘલાં પુસ્તકો સંપુર્ણ હાલતમાં રહ્યાં નથી પણ 'દદત્' નામનું પુસ્તક આખું મલે છે અને બીજાં પુસ્તકોનો થોડો થોડો ભાગ મલે છે.

**સ૦**—ત્યારે બીજાં પુસ્તકોનું શું થયું?

**જ૦**—આપણા વડવાઓનું જયારે ઈરાનમાં રાજ

હતું તે વખતે ગ્રીસ દેશના સીકંદર પાદશાહે તથા ત્યાર પછી મુસલમાન લોકોએ ચઢાઇ કીધી તે વખતે કીનો રાખી આપણા ધર્મના પુસ્તકોનો નાશ કીધો હુતો તેથી આપણી પાસે બધાં પુસ્તકો રહ્યાં નથી.

સ૦—'દદતૂ' નામના પુસ્તકમાં શું શું છે?

જ૦—વંદીદાદ, યજશને અને વીસ્પરદ છે.

સ૦—વંદીદાદની કેટલી પરગરદ છે?

જ૦—બાવીસ.

સ૦—યજશનેના કેટલા 'હા' (એટલે પાઠ) છે?

જ૦—બોંતેર.

સ૦—વીસ્પરદના કેટલા કરદા છે?

જ૦—બાવીસ.

સ૦—એ સિવાય બીજા કંઈ અવસ્તા છે કે નહી?

જ૦—હા છે; ખોરદેહ અવસ્તા, વીરતાસ્પં નુસ્કની આઠ પરગરદ, તથા દામદાદ નુસ્કનો થોડો ભાગ, તથા હાદોખ્ત નુસ્કની ત્રણ પરગરદ એ સિવાય કેટલાંક પેહલવી પુસ્તકોમાં દાખલા તરીકે જુદા જુદા નુસ્કના ફકરા લખેલા મલે છે.

સ૦—ખોરદેહ અવસ્તામાં નીઆયશ કેટલી અને યશ્ત કેટલી છે?

જ૦—ખોરદેહ અવસ્તામાં નીઆયશ પાંચ છે અને યશ્ત બાવીસ છે.

સ૦—તે નીઆયશ કઇ કઇ છે?

જ૦—ખુરશેદ નીઆયશ, મેહેર, માહાબોખતાર, અરદ્વીસુર, અને આતશની નીઆયશ.

સ૦—યશ્તોના નામો આપો?

જ૦—અહુરમજદ યશ્ત, હપ્તંતગ, અરદીબેહુશ્ત, ખોરદાદ, આવાં, ખોરશેદ, મહા, તીર, ગોશ, મેહેર, સરોશ હાદોખ્ત, તથા રાતની વડી સરોશ યશ્ત, રશને, ફ્રવરદીન, બેહેરામ, રામ, દીન, અરશીશવંગ આસ્તાદ, જમ્યાદ, વનંત, હોમ, અને સીરોજા યશ્ત.

---

## ઈરાન દેશ તથા અવસ્તામાંથી મલતા ઈરાનના પાદશાહો વીશે.

——oo——

સ૦—અવસ્તા પ્રમાણે પૃથ્વી ઉપર કેટલા ખંડ છે?

જ૦—સાત ખંડ છે, જેને હપ્તકેશ્વર કહેછે.

સ૦—તેઓનાં નામ આપો.

જ૦—અરેજહિ, સવહિ, ફ્રદધફ્શુ, વીદધફ્શુ, વોઉરૂબરેશ્તી, વોઉરૂજરેશ્તી, ખનિરથબામી. (૧)

સ૦—અવસ્તામાં મુખ્ય દેશોનાં નામ આવે છે તે કયાં?

જ૦—અઇર્યનામ્ દખ્યુ (ઇરાનદેશ), તૂઇર્યનામ દખ્યુ (તુર્કસ્તાન), સઇરિમનામ્ દખ્યુ (સિરિઆનો મુલક), સાઇનિનામ્ દખ્યુ (ચીન દેશ), દાહીનામ્ દખ્યુ ( ?) એ વિગેરે બીજા કેટલાક દેશો છે.(૨)

---

(૧) પરગરદ ૧૯ મી. ફ. ૩૯ મો. (૨) ફ્રવરદીન યશ્ત. ફ. ૧૪૩ મો.

સ૦—અવસ્તામાં કયા પહાડોનાં નામ મલેછે?

જ૦—અવસ્તામાં ૨૨૪૪ પહાડોની સંખ્યા જણાવેલી છે તેમાંના કેટલાકનાં નામઃ——હરબેરેજઇતિ (અલબુર્ઝ), હુકેરે, ખનવંત, રઐવંત, અસ્નવંત, હિંદ, અરેજુર, ઉશીધ, એરેઝીફ્ય, એ વિગેરે બીજા (૧)

સ૦—અવસ્તામાં કયા કયા દર્યાનાં નામો આવેછે?

જ૦—વોઉરૂકશ, કાંસું, પુઇતિક, એવાં નામો આવે છે.

સ૦—અવસ્તામાં કઈ નદીઓનાં નામ મલેછે?

જ૦—અર્દ્વી, દાઇતિ, રંઘા, ચેચસ્ત, વીતંગુહઇતિ વિગેરે બીજી કેટલીકનાં નામો મલેછે.

સ૦—પેહેલવેહેલી વસ્તી કયાં અને કયાં શેહેરમાં થઇ?

જ૦—ઇરાન દેશનાં ઇરાનવેજ નામનાં શેહેરમાં પેહેલવેહેલી વસ્તી થઈ હતી, પછી વસ્તીનો વધારો જેમ જેમ થતો ગયો તેમ તેમ લોકો બીજાં શેહેરમાં જઇ વસ્યાં, એ વીશેનો ખોલાસો વંદીદાદની પેહેલી પરગરદમાં આવે છે.

સ૦—અવસ્તા પ્રમાણે ઇરાન કયા ખંડમાં આવેલું છે?

જ૦—ખનિરથબામી નામના ખંડમાં છે.

સ૦—ઇરાન શબ્દનો અર્થ શું?

જ૦—ઇરાન એટલે દીનદાર તથા ભલા લોકોનું રેહેઠાણ.

(૧) જમ્યાદ યશ્ત ક. ૧ થી તે ૭ સુધી.

સ૦—દુન્યામાં પેહેલું આદમી કોણ પેદા થયુ હતું ?

જ૦—ગયોમરથ્ન (ગયોમર્દ)

સ૦—એ શબ્દનો અર્થ શું ?

જ૦—મરવા લાયક જીંદગી અથવા ખાકી જીંદગી ધરાવનાર.

સ૦—ગયોમર્દને વાસ્તે અવસ્તામાં કંઇ લખાણ આવેલું છે ?

જ૦—અવસ્તામાં તેને વીશે એમ આવે છે કે સઘલા ઇરાનીઓનો તે બાપ હતો એટલે કે ઇરાનીઓ તેનાથી ઉતરેલા હતા અને અહુરમજદની પેહેલ વેહેલી શીખામણ તેણે સાંભલી હતી. (૧)

સ૦—ગયોમર્દ કયો ધર્મ પાલતો હતો ?

જ૦—મજદીયસ્ની ધર્મ યાને ખોદાને માનવાનો ધર્મ પાલતો હતો.

સ૦—આપણા વડવાઓ કયાં વસ્તા હતા ?

જ૦—ઇરાન દેશમાં.

સ૦—આપણને 'પારસી' શા ઉપરથી કહે છે ?

જ૦—ઇરાનમાં સાસાન્યાન તોખમના પાદશાહ અરદેશીરે પોતાની મુખ્ય રાજધાની 'પાર્સ' નામનાં શેહરમાં સ્થાપી હતી તે શેહર ઉપરથી આપણને 'પારસી' કરીને કહે છે.

સ૦—અસલી ઇરાનીઓ કેવી રીતની જીંદગી ગુજારતા હતા ?

---

(૧) ફરવરદીન યશ્ત ફ. ૮૭ મો.

જ૦—પેહેલાં તેઓ શીકાર મારીને તથા ફલ ફલાદી ખાઇને પોતાનું ગુજરાન કરતા હતા, પછી તેમાં સુધારો કરીને ગાય ઢોરોને પાલીને તેઓનાં દુધ ઉપર ગુજરાન કરવા લાગા અને એવી રીતે ભરવાડી અવસ્થામાં દહાડા કાઢતા હતા; પછી તેઓએ ખેતી કરવા માંડી અને અનાજથી પોતાનું ગુજરાન કરવા લાગા તેથી અનાજ તથા ખેતીની સંભાલ રાખવાને તેઓને એકજ ઠેકાણે રેહેડાણ કરીને રેહેવું પડયું, પણ એની આગમજ તેઓ એક જગાએથી બીજી જગાએ શેકારને માટે ભટકતા હતા.

સ૦—અસલના ઇરાનીઓ પોતાના બચ્ચાંઓને કેવી રીતની કેલવણી આપતા હતા ?

જ૦—તેઓ પોતાનાં બચ્ચાંઓને ભણેલા લાયક દસ્તુરના હાથમાં સોંપતા હતા અને ઘણીક તરેહની સારી તરબીઅત આપતા હતા પણ મુખ્ય કરીને તેઓને સાચ્ચું બોલતાં, ઘોડાપર બેસી જાણતાં શીખવતા હતા અને લડાઇમાં જોઇતી તાલીમ આપતા હતા.

સ૦—આગલા ઇરાની પાદશાહો પોતાનો સને કેમ ગણતા હતા ?

જ૦—દરેક પાદશાહ જયારે તખ્ત ઉપર આવતો ત્યારે નવેસરથી પોતાનાં રાજનો સને ગણતો હતો.

સ૦—જરતોશતી પાદશાહોના વખતમાં કોઇ શખસ ગુનાહ કરે તો તેને કેવી રીતની સજા થતી હતી?

જ૦—જેમ હાલના વખતમાં ગુનેહગારને 'જેલ'-

માં મોકલીને કામ કરાવેછે તેમ રસ્તા સમારવા, પુલો બાંધવા, તથા ધર્મનાં મકાનોમાં જોઇતી ચીજો પુરી પાડવાની તેઓને ફરજ પાડતા હતા—જેમકે આતશ બેહરામને સારૂ લાકડાં કપાવીને તેના ભારા મંગાવતા—અને એ વિગેરે બીજાં લોક ઉપયોગી કામો તેઓ પાસે કરાવતા હતા.

**સ૦**-ઇરાનમાં પેગંબર સાહેબ જરતોશતના વખતમાં કયાં કયાં ખાનદાનો વખાણાયલાં હતાં ?

**જ૦**-સ્પિતમાનનું, હવોવનું, અને નોદરનું ખાનદાન.

**સ૦**-સ્પિતમાનનાં ખાનદાનમાં કયા વખાણાયલા પુરૂષો હતા ?

**જ૦**-જરતોશત, મેદીઓમાહ, પોરોશસ્પ, પેતરસ્પ વિગેરે.

**સ૦**-હવોવના ખાનદાનમાં કયા પુરૂષો વખણાયલા હતા ?

**જ૦**-જામાસ્પ ફરશોસ્ત્ર, જરતોશતની ઓરત હવોવી ઇત્યાદિ.

**સ૦**-નોદરના ખાનદાનમાં કોણ હતા ?

**જ૦**-તુસ, અઉર્વતસ્પ (લોહરાસ્પ), વીશતાસ્પ, (કએ ગુશતાસ્પ) ઇત્યાદિ.

**સ૦**-ઇરાનમાં કયા કયા વંશના પાદશાહો રાજ કરી ગયા હતા ?

**જ૦**-પાંચ વંશના પાદશાહો રાજ કરી ગયાછે—

જેવાકે પેશદાદયાન, કેઆન્યાન, હુખામન્યાન, અશ-કાન્યાન અને સાસાન્યાન.

**સ૦**—જમશેદ પાદશાહનું રાજ કેવી રીતનું હતું?

**જ૦**—ઘણી આબાદી ભરેલું હતું તેના વખ-તમાં મરકી રોગ તાવ વિગેરે દુઃખો નહી હતાં—એના વખતમાં રૈયતને હરેક પ્રકારનું સુખ હતું.

**સ૦**—જમશેદના બાપનું નામ શું?

**જ૦**—વીવંઘાન.

**સ૦**—જમશેદ પાદશાહે પોતાની વસ્તીના માણ-સોના કેટલા ભાગ કીધા હતા?

**જ૦**—ચાર ભાગ કીધા હતા—પેહેલામાં અથો-રનાન એટલે દાનાવ દસ્તુરો તથા મોબેદો હતા, બી-જામાં રથેસ્તાર એટલે પાદશાહ પેહલવાન તથા સીપાઇઓ હતા—ત્રિજામાં વાસ્રીઓસ એટલે ખેડુત લોકો હતા—ચોથામાં હુતોક્ષ એટલે વેપાર વણજ વિગેરે ધંધો કરનારા લોકો હતા.

**સ૦**—જમશેદે જે ગુફા બનાવ્યો હતો તેનું નામ શું?

**જ૦**—વરે-જમ-કર્દ.

**સ૦**—એ ગુફા બાંધવાનું કારણ શું?

**જ૦**—દુન્યામાં વરસાદ તથા બરફથી એક ભારે ખરાબી થનાર હતી તેની અગમચેતી પાદશાહ જમ-શેદને થઈ હતી જેથી તેણે એક બચાવ ભરેલી જગા બાંધીને તેમાં સારી ખસલતનાં લોકો, સારાં ઝાડ પાનો, જાનવરો અને પક્ષીઓનો જમાવ કરી રાખ્યો હતો

અને પછી તે ભારે ખરાબી જે દુન્યાની ઉપર એક મોટી રેલ આવવાથી થઈ હતી તે દુર થવા પછી તે ગુફા માંહેલાં માણસોથી દુન્યા પાછી શરૂ થઇ હતી. (૧)

સ૦—જમશેદના વખતમાં આપણા ધર્મને લગતી શું નીશાનીઓ હતી ?

જ૦—સુદરેહ તથા કુસ્તી જમશેદના વખતથી ચાલુ થઇ હતી.

સ૦—અવસ્તા પ્રમાણે જમશેદ કેટલાં વરસ રાજ કીધું?

જ૦—૧૦૦૦ વરસ સુધી.

સ૦—પાછલથી જમશેદ પાદશાહની કેવી અવસ્તા થઇ!

જ૦—પેહેલાં તો એણે ઘણી જાહોજલાલી ભરેલી રીતે રાજ કીધું હતું પણ પાછલા વખતમાં તે જુઠા સખુનો વાપરવા લાગો તેથી અને મગરરી ઘણી કરવા લાગો તેથી તેની સઘલી કીર્તી જતી રહી. (૨)

સ૦—તુર્કસ્થાનના કયા પાદશાહો ઇરાનના કટા દુશમન હતા ? અને અવસ્તામાં આવતાં તેઓનાં નામો જણાવો ?

જ૦—અફ્રાસ્યાબ અને અર્જાસ્પ જેઓને અવસ્તામાં ફ્રંઘ્રસે અને અરેજતૂઅસ્પ કરીને કહે છે.

---

(૧) વંદીદાદ પરગરદ બીજી, (૨) જમ્યાદ ૨૧ ક ૩૬મો.

**સ૦**—કયા કયા વખાણાયલા પાદશાહ તથા પુરૂષોએ બંદગી કીધી હતી **અને** તેઓને શું શું મોરાદ હાંસેલ થઇ હતી?

**જ૦**—હોશંગ, તેહમુરસ, જમશેદ, જોહાક, ફરેદુન, કેરેસાસ્પ, અફ્રાસ્યાબ, કાવુસ, કેખુશરૂ, તુસ પેહલવાન, વેસેના છોકરાઓ, વફરેનવાજ, જામાસ્પ, અષવજદના છોકરાઓ, નોદરનાં ખાનદાનનો વીસ્તઉરૂશ, ગોસ્ત ફર્યાન, જરતોશ્ત, કએ વીશ્તાસ્પ, જરીર, અર્જાસ્પ, હોમ પ્રારમી, પાદશાહ અરતેસાર અને બીજા પેહલવાનોએ બંદગી કીધી હતી.

**સ૦**—કઇ કઇ વખણાયલી ઓરતોએ બંદગી કીધી હતી?

**જ૦**—હુતોશી (ગુશ્તાસ્પની બાનુ) અને હવોબી (જરતોશ્તની બાયડી)

**સ૦**—હોશંગે બંદગી કીધી તેમાં તેણે શું મોરાદ ચાહી હતી?

**જ૦**—હું સર્વથી સરસ પાદશાહ થાઉં અને જાદુગરો દેવો અને જુલમગાર માણસોને હું ટાલુ તથા માજંદરાનના દેવોનો નાશ કરૂં અને બીજું એવું માંગ્યું કે સઘલા દેવો મારીથી બીહીને મને તાબે થાય પણ હું તેઓથી બીહીને તાબે નહી થાઉ

**સ૦**—તેહમુરસે બંદગી કરીને શું માગ્યું હતું?

**જ૦**—હું સઘલા દેવો, જાદુગરો અને જુલમગાર માણસોને દુર કરૂં અને ત્રીસ વરસ સુધી અંગ્રમઇન્યુશને મારો ઘોડો કરીને તેની ઉપર હું બેસી ફરૂં.

**સ૦**—'અંગ્રમઇન્યુશને મારો ધોડો કરૂં' એટલે શું ?

**જ૦**—એટલે અંગ્રમઇન્યુશ જે દુન્યાનો નાશ કરનાર છે તેને લગતા બુરા હવસો જે મારાં દીલમાં હોય તેને દાબી નાખું અને મારા ઉપર ફાવવા નહી દેઉ.

**સ૦**—જમશેદે બંદગી કીધી ત્યારે તેણે શું મોરાદ ચાહી ?

**જ૦**—હું સૌથી સરસ પાદશાહ થાઉં અને જાદુગર, જુલમગાર માણસોને તથા દેવોને મારૂં અને દેવોની દોલત ફાયદા તૃપ્તી અને વૃદ્ધિ છીનવી લેઉં અને અહુરમજદની પેદાયશમાં ટોળાંની વૃદ્ધિ કરૂં, માણસોને વગર દુઃખના કરૂં, અને અહુરમજદની પેદાયશમાંથી ભુખ, તરશ, તાપ, સરદી, બુઢાપો અને મોત એ બધાંને દુર કરૂં અને જયાં સુધી હું પાદશાહી કરૂં ત્યાં સુધી માણસો તથા ઢોરોને સુખી હાલતમાં રાખું.

**સ૦**—જોહાકે બંદગી કીધી તેમાં તેણે શું મોરાદ માંગી ?

**જ૦**—તેણે એવું ચાહ્યું કે દુન્યાનાં સઘલાં માણસોને મારી નાખું પણ તેની મોરાદ પ્રમાણે તેને મલ્યું નહી.

**સ૦**—ફરેદુને બંદગી કરીને શું માંગ્યું ?

**જ૦**—તેણે એવું ચાહ્યું કે જુલમગાર જોહાક જે દુન્યાનો નાશ કરેછે તેને હું મારૂં અને તેના જુલમને દુર કરૂં અને તે (જોહાક) જમશેદ પાદશાહનાં ખાનદાનની બે ઓરતો—શેહરનાજ અને અરનવાજને લુટી લઇ ગયોછે તેઓને હું છોડવી લઇ આવું.

સ૦—ફેરેસાસ્પે બંદગી કરતાં શું મોરાદ ઈચ્છી હતી?

જ૦—ગંધર્વ નામનો જોરાવર દેવછે તેને મારૂં અને મારા ભાઈ ઉર્વાક્ષને હિતાસ્પ નામના શખસે મારી નાખ્યોછે તેના કીનામાં હું તેને મારૂં.

સ૦—અફ્રાસ્યાબે બંદગી કરવામાં શું મોરાદ ચાહી?

જ૦—તેણે એવું ચાહ્યું કે ઇરાન દેશના લોકોની કીર્તિ હું છીનવી લેઉં પણ તેના માગવા પ્રમાણે તેને મોરાદ હાંસેલ થઈ નહી.

સ૦—કાવુસે બંદગી કરીને શુ માંગયું?

જ૦—હું સૌથી સરસ પાદશાહ થાઉ અને જુલમગાર માણસો, જાદુગરો અને દેવોને મારી હટાવું.

સ૦—કેખુશરૂએ બંદગી કીધી તેના બદલામાં શું મોરાદ માગી?

જ૦—તેણે એવું માગ્યું કે હું સઘલા જાદુગર, દેવ તથા જુલમગાર માણસોનો નાશ કરૂં અને સૌથી સરસ ઘોડેસવાર થાઉં અને તુરાની અફ્રાસ્યાબ જે મારી સામે લડવા આવેછે તેને હું મારી હટાવું, અને જુલમથી માર્યા ગયલા સ્યાવક્ષ અને અગ્રેરસનો તેના ઉપર કીનો લેઉં.

સ૦—તુસ પેહલવાને બંદગી કરીને શું માગ્યું?

જ૦—હું 'ક્ષથ્રસોક' દરવાજા આગલ 'વેસેના' છોકરાઓને મારૂં અને તુરાન દેશના લોકોને લડાઈમાં મારી હટાવું.

**સ૦**—વેસેના છોકરાઓએ (હોમાન અને બાર-માને) શું મોરાદ ચાહી ?

**જ૦**—તુસ પેહલવાનને લડાઇમાં હમો મારીએ અને ઈરાન દેશના લોકોને મારી હટાવ્ચે, પણ તે-ઓની તે મોરાદ બર આવી નહી.

**સ૦**—વફ્રનવાજે બંદગીના બદલામાં શું મોરાદ માગી ?

**જ૦**—તેણે એવું માગ્યું કે હું મારા રસ્તામાંથી ભુલો પડયોછું ત્યાંથી મારે ઘર સહીસલામત પોહોંચું તેવું થાએ.

**સ૦**—જામાસ્પે બંદગી કીધી તેનો બદલો શું માગ્યો ?

**જ૦**—તેણે એવું માગ્યું કે જેમ આગલા ઈરાનીઓ કીર્તિભરેલાં કામો કરી ગયાછે તેમ હું પણ કરૂં અને દુશ્મનોનું લશકર આવે તેની અગમચેતી મને મલે

**સ૦**—અષવજદના છોકરાઓએ બંદગી કરીને શું ઇચ્છયું ?

**જ૦**—તુરાની લોકોનો જુલમગાર ટોલો જે દાનવ નામનો છે તેઓને હમો મારી હટાવ્ચે.

**સ૦**—નોદરનાં ખાનદાનના વીસ્તઊરૂસે (તુસના ભાઇ ગસ્તહમે) બંદગી કીધી તેમાં શું મોરાદ માગી ?

**જ૦**—તેણે એવું ચાહ્યું કે મારાં માથાં ઉપર જે-ટલા બાલ છે તેટલા દેવોને મેં માર્યાછે તેથી વીતંગુ-હઇતે નદીની પછાડીના બિયાબાન જંગલને તું આ-બાદ કર.